# શ્રી નવપદજી આરાધન વિવેચન.

લેખક:—

મુનિ માણેક.

પ્રકાશક:—

ગીરધરલાલ ડુંગરશી શેઠ,

"જૈન જીવન" ઓફિસ, વડાચૌટા-સુરત.

સં. ૧૯૮૬ ] ચૈત્ર પૂર્ણિમા. [ વીર સં. ૨૪૫૬.

મૂલ્ય-ચાર આના.

સામટી લેનારને પોણી કિંમતે.

"જૈન વિજય" પ્રીન્ટીંગ પ્રેસ-સુરતમાં મુળચંદ કસનદાસ

કાપડિયાએ છાપ્યું.

# નિવેદન.

સુરતમાં આચાર્યશ્રી સાગરાનંદસૂરિજીના ઉપદેશથી **શ્રી નવપદ આરાધન** થયું તે સમયે એ કેમ આરાધવું, તે સંબંધી કંઇ વિવેચન કરવા આ મેં બાળચેષ્ટા કરી છે. તેમાં જો કોઈ ગુણ પ્રાપ્ત થાય તો શ્રી જૈન સિદ્ધાંત, સુગુરૂ અને શ્રીસુમતિ દેવીનો પ્રસાદ જાણવો. ભૂલ કે સુધારવા જેવું જણાય તો લખી મોકલવું.

૧૯૮૬ ના ચૈત્ર સુદ ૧૫
સુરત—ગોપીપુરા.

મુનિ માણેક.





# અરિહંતપદનું આરાધન.

નવપદ જૈનોમાં જાણીતાં છે, તેની કિંમત જૈનો જાણે છે. મોક્ષમાં જવા માટે તે મુખ્ય સાધન છે, સાધન વિના સાધક સાધ્ય વસ્તુને મેળવી શકતો નથી, ભોળા જીવો સંસારમાં સાર સમજે છે, વિદ્વાન્ મનુષ્ય મોક્ષને ઉત્તમ ગણે છે, તેથી મોક્ષ આપણે સાધ્ય એટલે મેળવવાનું છે, તેનું સાધન નવપદ છે. આ મોક્ષનો સાધક આપણો આત્મા છે, તેથી તેણે આજથી નવ દિવસ સુધી વ્યાપાર સ્ત્રી સંગ શરીરનું મમત્વ ત્યાગીને શરીરને ભાડું આપવા માત્ર એક ધાન્યનું અથવા યથાશક્તિ અમુક ગણતરીનાં દ્રવ્ય વાપરીને આંબીલ તપ કરવો જોઇએ. હવે અરિહંત પદનું વર્ણન કરીએ છીએ.

## અરિહંત.

અરિહંત આપણા માથાના મુકુટ સમાન છે, તે અરિહંત પ્રભુએ પૂર્વના ત્રીજા ભવમાં અરિહંત પદ આપણી માફક આરાધ્યું એટલે ખરા અરિ દુશ્મન આપણા ઓળખવામાં નથી આવ્યા,

તેથીજ આપણને જગતમાં બીજાને શત્રુ માનવા પડે છે, જો આપણા અંતરમાં રહેલાં આઠ કર્મમાં ઘાતી કર્મમાં મુખ્ય જે મોહનીય કર્મ છે તેને જાણ્યું હોત તો આપણે તેમાં રહેલા ક્રોધને પ્રથમ જીત્યો હોત, તીર્થંકર કે સાધુને આપણે ઇચ્છામિ ખમાસમણો બોલીએ છીએ, તે વિચારતાં જણાશે કે સાધુને એકલા બાહ્ય વેષથી નહિ, પણ તેણે ક્રોધને જીતી ક્ષમા ગુણ સંપાદન કરી શ્રમણ બન્યો હોય, અર્થાત્ ખંધક મુનિ માફક ચામડી ઉતારનાર ઉપર પણ રોમમાં દ્વેષ ન લાવ્યા, તેથી અંતગડ કેવળી થઇ તુર્ત મોક્ષ મેળવ્યું, તેવાજ મેતાર્ય મુનિ જાતના ચંડાળ છતાં ફક્ત ક્રોંચ પક્ષીનો જીવ બચાવવા ખાતર તેણે સોનાના જવ ગળી લીધા છે, એવું સોની આગળ પોતે ન બોલતાં મૌન-ધારણ કરી સોનીએ પ્રાણ લીધા ત્યાં સુધી સમતા, ક્ષમા, ધૈર્ય, નિસ્પૃહતા, નિર્મમત્વ રાખી કેવળજ્ઞાન પામી મોક્ષ લીધું એવા ઉત્તમ ગુણોથી વિભૂષિત મુનિઓ તરણતારણહાર છે. સાધુમાં જ્યારે આવા ઉત્તમ ગુણો હોય, તો તે સાધુતા પ્રથમ સંપાદન કરનારા સ્વાત્મ બળથી અંતર શત્રુઓને સંપૂર્ણ જીતી કેવળજ્ઞાન પામીને પૂર્વભવમાં મેળવેલા પ્રબળ પુણ્ય રાશિના ફળને ઉદયમાં આવતાં ભોગવાતા આઠ મહા પ્રતિહારિ તે અશોક વૃક્ષ સુરપુષ્પવૃષ્ટિ, દિવ્યધ્વનિ, ચામર, સિંહાસન, ભામંડળ, દેવ દુંદુંભી, છત્ર અને માતાથી પણ અધિક વાત્સલ્ય જગત ઉપર ધરાવવાથી શુક્લલેશ્યા અને સૌમ્યભાવનાથી અને છેવટે શુક્લધ્યાનજ રહેવાથી જન્મથીજ શરીરનું લોહી પણ દૂધ જેવું ઉજ્વળ, તેવું મન પણ સ્ફટિક જેવું નિર્મળ, તેવું વચન પણ એકાંત હિતકારી, અને જ્યાં વિચરે ત્યાં કોઇપણ જાતનો દેવતા

સંબંધી કે પરશત્રુ સંબંધી કે રાજા પ્રજાનો ક્લેશ ન હોય, એવા આ લોકમાં અનેક સામાન્ય જીવને ન હોય તેવા અપૂર્વ અતિશય ને અજાયબીઓ દેખાય છે, અને તેથીજ ભવ્યાત્માઓના હૃદયમાં તે તીર્થંકરની પૂજા તથા બહુ માન કરવાનો અભિલાષ થાય છે.

શ્રેણિક રાજાએ ગૌતમ ઈંદ્રભૂતિ મહારાજ પાસે નવપદ તપનો મહિમા પૂછતાં શ્રીપાલના ચરિત્ર સાથે વર્ણવ્યો, તે આ નવ દિવસોમાં ચરિત્રમાં સાંભળે છે. ગુજરાતી, માગધી, સંસ્કૃતમાં તે છપાઇ ગયેલ છે. તેમજ ચરિત્ર વ્યાખ્યાનમાં વંચાય છે, રાસ રાતના કે અવકાશે વંચાય છે, પણ તેમાંથી સારજ આપણે લઇશું.

ચઉવીસત્થો, ૨૪ ભગવાનની સ્તુતિ સ્તવન કે ગુણગ્રામ તે લોગસ્સ છે, તેમ સિદ્ધાણં બુદ્ધાણં છે, લોગસ્સમાં પ્રથમ પદ "લોગસ્સ ઉજ્જોઅગરે" છે, આ પ્રથમ પદ તે મોક્ષમાં જવા માટે ચૌદ ગુણસ્થાનમાં પ્રથમ ગુણસ્થાનરૂપ પગથીઉં છે. જગતમાં ઉદ્યોત કરનાર અરિહંત છે તેમણે બોધદ્વારા એવો ઉપદેશ કર્યો કે આપણા હૃદયમાં મોહ અને અજ્ઞાનરૂપ અંધારૂં નાશ કરવાથી સમ્યગ્દર્શન મળ્યું, એટલે ચોથું ગુણસ્થાન પ્રાપ્ત કર્યું. ત્યાં વિવેક ચક્ષુ ખુલ્યાં, સાચ જૂઠ હિત અહિત અને આલોક પરલોકની ખબર પડી, એટલે સંવર ભાવના જાગી, અશુભ કર્મ પાપ દૂર થવા લાગ્યાં ત્યાં બીજા પદ "ધમ્મતિત્થયરે જિણે" તે ધર્મનું સ્વરૂપ અહિંસા, સંયમ, તપ, તે તીર્થને પ્રકટ કરનારા અર્થાત્ જીવમાત્રને અભયદાન દેનારા પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ પાલનારા પુદ્ગલ માત્રમાંથી મોહ છોડનારા રાગ દ્વેષને જીતનારા જિનદેવ છે. આ પદ બોલતાં ભવ્યાત્માની પીછાણ

થાય છે, રોમરાજી વિકસ્વર થાય છે, અહીં આગળ આપણે એક સ્તવનની એકાદ કડી લઇએ.

**ચંદ્રપ્રભુ મુખ ચંદ્રમા સખી મુને દેખનદે,**
**ઉપસમ રસનો કંદ સખી મને.**

એક સ્ત્રી અથવા સુબુદ્ધિ શ્રદ્ધા સખીને કહે છે કે હે શ્રદ્ધા! તું મને ચંદ્રપ્રભુ સ્વામીનું મુખ રૂપ ચંદ્રમાને જોવા દે, તે ઉપશમ રસનો કંદ છે, અર્થાત્ એ મુખ ચંદ્રમાને જોતાં કાળજામાં ઉપશમ એટલે ઠંડક થાય છે, સંસાર તાપથી તપેલા બળેલા જન્મ જરા મરણ ગર્ભાવાસના દુઃખથી હાય હાય કરતા પામરપ્રાણીને જ્યાં પ્રભુના મુખનું દર્શન થાય છે, ત્યાં આ સંતાપ શાંત થાય છે, મલયગિરિથી સરોવર કિનારે થઈને નીકળેલો વાયુ મુસાફરને સુગંધી અને ઠંડક જેમ સાથે આપે છે, તેમ ભવ્યાત્માને જિન મંદિરમાં દર્શન કરતાં આ લાભ થાય છે, આગળના રાજાઓ ઉદ્યાનમાં દેહરાં એટલા માટેજ બાંધતા કે શાંત દશામાં ઘરની ઉપાધિ છોડીને ભવ્યાત્મા ત્યાં દર્શનપૂજન ધ્યાન કરી આત્મા નિર્મળ કરે.

આ ઉદ્યાન તે રાજવાટિકા છે, આ રાજવાટિકામાં રાજા પોતે પરિવાર સાથે જઇ પ્રભુનું પૂજન કરે, અને તીર્થંકર કે તીર્થંકર જેવા આચાર્ય કે મુનિ ઉદ્યાનમાં વિદ્યમાન હોય તો તેમનું બહુમાન કરી વ્યાખ્યાન સાંભળે તેથી કેટલાક તો ત્યાંજ નવું સમ્યકત્વ પામે છે, જુઓ. અનાથીમુનિની સઝાય–

**શ્રેણિકર યવાડી ચડયો, પેખીઓ મુનિ એકાંત,**
**વરમ્રાંત રૂપે મોહીયો, રાજ પૂછે કહોને વૃત્તાંત.**
**શ્રેણિક રાય હુંરે અનાથી નિગ્રંથ.**

છેવટે–

**કરજોડી રાજા ગુણ સ્તવે, ધનધન મુનિ અણગાર;**
**શ્રેણિક સમકીત પામીઓ, વાંદી પહોતેરે નગર મોઝાર.**

જ્યારે અનાથી મુનિનું વૃતાંત સાંભળ્યું કે રાજાને અપૂર્વ આનંદ થતાં સમ્યકત્વ પામ્યો.

ભરત મહારાજા પણ હમેશાં ઉદ્યાનમાં જઇ પ્રભુના દર્શન પૂજન કરતા, તે વાત દેવીઓએ પરીક્ષા લીધી ત્યાં બતાવ્યું છે, તીર્થંકરો પોતે કેવળજ્ઞાન પામ્યા પછી ઉદ્યાનમાંજ ઉતરતા, ત્યાં વનપાળ તેમને ઉતરવાની આજ્ઞા આપી રાજાને વધામણી આપતો, રાજા સપરિવાર જતા, આ ઉદ્યાનમાં વધારે આનંદ વસંતરૂતુમાં આવે છે, તે વખતે વનરાજી ખીલે છે. જેવી વનરાજી ખીલે તેવી રીતે ભવ્યાત્માનું હૃદય જિનેશ્વરદેવને દેખીને ખીલે છે, ઉજાણી શબ્દ અઢારે વરણમાં જાણીતો છે, આ ઉજાણી વસંતરૂતુમાં કરવાનો રીવાજ હાલ પણ ઘણી જગ્યાએ છે, ઉદ્યાનમાં જઇ આનંદ લેવો તે ઉજાણી છે, કોઇને ખાવાપીવા ઉંઘવામાં આનંદ છે, પણ જે અરિહંતપદનો આરાધક છે તેને આ વસંતરૂતુમાં ઉદ્યાનમાં જઇ અરિહંતપદ આરાધવાનું છે, તેના ઉત્તમ ગુણો પોતે લેવાના છે, ક્રોધ જીત્યા પછી અહંકાર જીતવાનો છે,

અહંકારથી વિનય ગુણ આવતો નથી. બાહુબળે રાજ્ય તજ્યું પણ અહંકાર ન તજ્યો તેથી રૂષભદેવ પ્રભુને બે સાંધ્વીઓ બ્રાહ્મી સુંદરીને બોધ દેવા મોકલવી પડી.

## વીરા મારા ગજ થકી ઉતરો.

આ પદ વિચારતાં તેમને બોધ થતાં અહંકાર તજી નાનાભાઇ ગુણે મોટા હતા તેમને વાંદવા પગ ઉપાડયો કે કેવળજ્ઞાન થયું.

આ આત્માને વિનય ગુણ આવતાં સરળતા પ્રકટ થાય છે તે કપટ માયા દુર્જનતા દુષ્ટતાને દૂર કરે છે, ત્યારપછી દુર્ગતિ બંધન રહેતું નથી, તપ કરતાં કપટ રાખી મલ્લિનાથ ભગવાને તીર્થંકર પદ પામ્યા છતાં સ્ત્રી રૂપે જન્મ લેવો પડયો. એથીજ ભવ્યાત્મા કપટ છોડે છે. કપટ તેજ સંસાર ભ્રમણ છે, જ્યાં કપટ છોડયું કે મમતા દૂર થાય છે, નિર્મળ આત્માને સ્વપરિણતિ ઓળખાય છે, પરપરિણતિ તે દુર્ગુણ છે, સ્વપરિણતિ તે સદ્‌ગુણ છે, સદ્‌ગુણોના સમુદ્ર તીર્થંકર પ્રભુ હોવાથી અરિહંત પદ આરાધક ક્રોધ, માન, માયા, લોભ છોડે છે. પણ તે છોડવામાં ખુબ પ્રયત્ન કરવો પડે છે, આત્માના ગુણો સમ્યગ્‌દર્શન જ્ઞાન ચારિત્ર છે તેમાં રમણતા કરે છે. દ્વેષ ઇર્ષા મત્સર ત્યજે તે અરિહંત પદનો આરાધક છે. આ અરિહંત પદ પુરૂં આરાધે તો તેજ સમયે કેવળજ્ઞાન થાય છે. મરૂદેવી માતા હાથીના હોદે અરિહંત પદ આરાધી કેવળજ્ઞાન પામી મોક્ષે ગયાં, આપણે જેટલો પ્રમાદ કરીએ, જેટલું દુર્ધ્યાન કરીએ, તેટલું આપણને વિઘ્ન છે. શુભ કામમાં પ્રમાદ ન કરવો. ક્ષણભરનો ભરોસો

નથી માટે યથાશક્તિ તપ જપ ધ્યાન સમાધિથી આ અરિહંત પદ આરાધવું, પ્રતિક્રમણમાં ચિત્ત સ્થિર રાખવું, પડિલેહણામાં જીવ-જંતુની રક્ષા કરવી, દેવવંદનમાં ગુરૂવંદનમાં પડિક્કમણામાં જે બોલીએ, તેનો અર્થ સમજવા પ્રયત્ન કરવો.

**પહેલું જ્ઞાન અને પછી તે ક્રિયા,**
**નહિ કોઇ સમાનરે,**
**પંચમી તપ તુમે કરોરે પ્રાણી—**

કેટલાક ભણીને ક્રિયામાં પ્રમાદ કરે છે, એટલે ક્રિયા કરવી તે તેમને શૂળીએ ચડવા જેવું દુઃખ માની તેનાથી દૂર ભાગે છે, કેટલાક ભણવામાં કષ્ટ સમજી સૂત્રપાઠ ગોખતા નથી, અને અર્થ પાઠ વિચારતા નથી જિનેશ્વરદેવે જ્ઞાનપૂર્વક ક્રિયા કરવી શ્રેષ્ટ કહી છે, તેમ સૂત્ર અને અર્થ બંને હોય તોજ તે મોક્ષનો અધિકારી છે. આ અરિહંત પદ આરાધક ચતુર્વિધ સંઘ છે તેમણે આ ટુંકમાં લખેલા સારને સમજીને તે પ્રમાણે આરાધવું, અરિહંતના કેવળજ્ઞાનનો મહિમા આજે હોવાથી ધોળા રંગના અનાજનું આંબીલ કરવું, બાર ગુણ અરિહંતના આરાધવાના હોવાથી બારલોગસ્સનો કાઉસગ્ગ બાર ખમાસમણાં અને નમો અરિહંતાણું પદની ૨૦ માળા ગણવી.

સં. ૧૯૮૬ ચૈત્ર સુદ ૭ }
સુરત. ગોપીપુરા, } મુનિ માણેક.

---

**નોટ**—જેમને આ પત્રિકા વહેંચવા માટે જોઇએ તેમને "જૈન જીવન" ઓફિસ—સુરતથી સેંકડે બે રૂપિએ મળશે.

## ( ૨ )

# શ્રી સિદ્ધપદ આરાધન.



મહાપુણ્યોદયથી ચાર વસ્તુ મળવાનું શાસ્ત્રકાર ભગવંત કહે છે, તે ચાર વસ્તુ કઈ ? મનુષ્ય જન્મ (મનુષ્યપણું,) સુગુરૂનો જોગ, તેમના વચન ઉપર નિર્મળ શ્રદ્ધા, અને સાધુધર્મ આદરવાની શક્તિ, આચાર બાબતો આર્ય દેશમાં સુલભ છે, તેથીજ પવિત્ર પુરૂષો આર્ય-ક્ષેત્રમાં જન્મે છે, આર્ય એટલે ઉત્તમ પુરૂપ છે, તેમનાં લક્ષણ નીચે મુજબ છે,

જીવહિંસા ન કરવી એટલે સર્વ જીવોને અભયદાન આપવું, કોઈને ફસાવવા જૂઠ ન બોલવું, બીજો આપઘાત કરે કે દુઃખ પામે તેવું કર્કશ કઠોર વચન સત્ય હોય તોપણ ન બોલે. ભાષા સમિતિ એટલે આ લોક પરલોકમાં એકાંત હિત કરનારૂં સમજીને બોલે, પરના પ્રાણરૂપ વહાલી વસ્તુને તેની આજ્ઞા વિના ન લે, ન ચોરી કરે, ન ચોરી કરનારને સહાયતા કે ઉત્તેજન આપે, બ્રહ્મચર્ય સંપૂર્ણ પાળે, વીર્ય એ બુદ્ધિ વધારનાર અત્યંત શક્તિ આપનાર હોવાથી તેનો દુરૂપયોગ કોઈપણ ખોટીરીતે ન કરે, બધા રોગોનું મૂળ અજીર્ણ હોવાથી તે અજીર્ણ ન થાય માટે સાધુ સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળે, પણ જેનાથી તેવું બ્રહ્મચર્ય ન પળે તેવા સદાચારી સદ્‌ગૃહસ્થોએ પણ પરસ્ત્રીનો ત્યાગ કરવો, કુદૃષ્ટિ પણ ન કરવી, આ સંપૂર્ણ

બ્રહ્મચર્ય પાળનારને ધનની જરૂર નથી, તેને ઘર ઉપર કે ગૃહસ્થો ઉપર મમત્વ નથી, તેથી નિસ્પૃહ સાધુનાં પંચમહાવ્રત કહેવાય છે, ગૃહસ્થો ને તે સંપૂર્ણ ન પળે તેથી યથાશક્તિ શ્રાવકનાં વ્રત લે છે, તે સાધુના વ્રતને વિરતી ધર્મ કહે છે. ગૃહસ્થના વ્રતને દેશ વિરતિ કહે છે, અર્થાત્ ધર્મ વિરૂદ્ધ લોક વિરૂદ્ધ એવું કંઇ પણ ગૃહસ્થ કૃત્ય ન કરે કે જેથી પોતાના કુળની જાતિની ધર્મની નિંદા થાય, જે નિંદા ન કરાવે તે આર્ય પુરૂષ છે.

આ બંને પ્રકારના વ્રત લેનારને દેવાધિદેવ જિનેશ્વર તીર્થંકર અરિહંત પ્રભુ પ્રથમ આરાધ્ય છે, તે કારણે કહ્યું, હવે ઘાતી કર્મ જ્ઞાનાવરણીય એટલે આત્માનો જે ગુણ સંપૂર્ણ જાણવાનો છે તે જ્ઞાન સ્વરૂપ આત્માને દીવા વિના રાતે દેખાતું નથી, સૂર્ય વિના દહાડે દેખાતું નથી. ભીતના ઓઠે કે પીઠ પછવાડે દેખાતું નથી. આ દેખવું તે સામાન્ય રીતે વિશેષ ઓળખ વિના દેખાય તે દર્શન છે, અને સંપૂર્ણ સમજાય નિશ્ચય થાય તે જ્ઞાન છે. આ જ્ઞાન જેટલું ઓછું તેટલું કર્મ જાણવું, અને જેટલું કર્મ ઓછું થયું તે આત્માનો જ્ઞાન ગુણ પ્રકટ થયો જાણવો. સંપૂર્ણ ગુણ પ્રકટ થાય તેને ક્ષાયિક કહે છે, અને ઓછું જ્ઞાન થાય તે ક્ષય ઉપશમ છે.

દીવાના વચમાં પડદો હોય કે વાદળામાં ચંદ્ર સૂર્ય ઢંકાયા હોય તો તે પ્રકાશ જેમ ઓછો આપે, તેમ આ આત્માને આવરણ ( પડદો ) વિઘ્ન કરે છે, તેથી સંપૂર્ણ દેખી કે જાણી શકતો નથી. જ્ઞાનને પડદો કરે તે જ્ઞાન આવરણીય છે, દેખવામાં વિઘ્ન કરે તે દર્શનાવરણીય છે, પણ ધર્મ આરાધતાં વિઘ્ન કરે તે મોહનીય કર્મ

છે, આત્માના નિર્મળ સદ્‌ગુણોનો ઘાત કરનાર આ મોહનીય કર્મ જિનેશ્વર દેવ પ્રથમ જીતે છે, જેટલો મોહ જીતાય, તેટલું નિર્મળ જ્ઞાન પ્રકટ થાય છે, ચાર કષાય તે ક્રોધમાન માયા લોભ જીતવાનું બતાવ્યું, તેમ પાંચ ઇંદ્રિયો વશ કરવાનું ખાસ યાદ રાખવું જોઇએ, દશ વૈકાલિક સૂત્રના બીજા અધ્યયનમાં પહેલી ગાથામાં બતાવ્યું કેઃ

કહં નુ કુજ્જા સામન્નં જો કામે ન નિવારએ,
પએ પએ વિસીઅંતો સંકપ્પસ્સ વસંગઓ.

જે પોતાની ઇચ્છાઓ પાંચે ઇંદ્રિયોના વિલાસો સાધુ ન નિવારે તો તેનું સાધુપણું શું કરે? મોક્ષ કેમ આવે? મોક્ષ મેળવવાને બદલે નવા નવા તરંગોને વશ થએલો તે પગલે પગલે ખેદ પામે છે, હજાર વર્ષ સુધી છઠ છઠ તપ કરનાર નિર્મળ ચારિત્ર પાળનાર કુંડરીક મુનિ તપાસ્યા કરતાં દુર્બળ થવાથી રોગ થતાં ગુરૂની આજ્ઞાથી દવા લેતાં પોતાના ભાઇએ આપેલા સ્નિગ્ધ મધુરા પદાર્થોમાં મોહ રહી જવાથી ઇંદ્રિયોના વિષયોને આધીન થઇ ફરી ભાઇ પાસેથી રાજ્ય લેઇ નિરંકુશપણે વિષયને સેવતાં સાતમી નારકીનો પરોણો થયો, માટે પુણ્યાત્મા શ્રાવકે કે બ્રહ્મચારીસાધુએ પ્રાણાંત કષ્ટ આવે તોપણ અનાચાર દુરાચાર ન સેવતાં જેમ રાજીમતિના બોધથી રહનેમિ સમજીને નેમિનાથ પ્રભુ પાસે પોતાનાં મન વચનનાં પાપ પ્રગટ કરીને મોક્ષમાં ગયા, તેમ જીંદગીભરના દોષો પોતાથી બન્યા હોય તે વિચારીને પ્રાયશ્ચિત લેવું. ઉત્તમ તેજ કે જે પાપ ન કરે, ન કરાવે, ન અનુમોદે. મધ્યમ પુરૂષ તે જે પાપમાર્ગે જતો હોય, પણ કોઇ સમજાવે કે તુર્ત સમજીને ધર્મ આરાધે, અધમ પુરૂષ તે કે પોતે પાપમાં પ્રવર્ત્તે, પણ અધમાધમ તો પોતે

ધર્મ ન આરાધે, પણ બીજા ધર્મ આરાધતાને પણ હાંસી મશ્કરી કરીને ધર્મ કરવા ન દે. અધર્મી પુરૂષોને ખાધાપીધામાં સ્વાદ આવે છે, અને તોફાનમાં કે ક્લેશમાં જીંદગી બરબાદ થાય છે, ધર્મી પુરૂષ પોતાના આત્મા સમાન બધા જીવોને માનીને કોઇને મન વચન અને કાયાથી કોઇપણ રીતે પીડતો નથી, એટલે મોહનીય કર્મ સમજીને દૂર કરવા પ્રયત્ન કરવો, આ પ્રયત્ન કરતાં અંતરાય કર્મ આડું આવે છે.

કમાવામાં એશઆરામીમાં જેટલે આનંદ જીવને આવે છે, તેવો આનંદ ધાર્મિક ક્રિયામાં ભાગ્યેજ આવે છે. વિષય રસપોષક કથામાં કે પરનિંદામાં જે આનંદ આવે છે, તે ધર્મકથામાં નથી આવતો, રાજાઓ શત્રુઓને જીતવામાં હજારો વર્ષ બરબાદ કરી અનેક જીવોની પાયમાલી કરી ધન, તન બુદ્ધિની હાનિ કરે છે, તેનો લાખમો હિસ્સો પણ ધર્મમાં સદ્બુદ્ધિથી વપરાય તો મનુષ્ય જીવન સફળ થાય છે, પણ અંતરાય કર્મ ઉદય આવવાથી તે ધર્મ આરાધી શકતો નથી, તે ચારઘાતી કર્મને જીતવાથી તથા ત્રીજા ભવમાં ઉચ્ચ કોટીની જગતનું ભલું કરવાની ભાવનાથી મહાપુણ્ય બાંધી જન્મેલા હોવાથી તે તીર્થંકર અરિહંત પ્રભુ કેવળજ્ઞાન થયા પછી તીર્થ સ્થાપી ભવ્યજીવોને તારે છે, અને બાકી રહેલાં વેદનીય આયુ નામ અને ગોત્ર એ ચાર કર્મ અઘાતી છે. તે આત્માના પ્રકટ થએલા નિર્મળ ગુણોનો ઘાત કરતાં નથી માટે અઘાતી છે, તે સમતાભાવે ભોગવીને મોક્ષમાં જાય છે. તે સિદ્ધ ભગવંત કહેવાય છે.

આપણા હાલના તીર્થંકર મહાવીર પ્રભુ છે, તેમનું નામ લોગસ્સમાં વર્ધમાન સ્વામી છે, "પાસંતહ વદ્ધમાણં ચ" પાર્શ્વનાથ તેવીસમા અને વર્ધમાન ચોવીસમા તીર્થંકર છે. તે પાવાપુરીમાં મહાવીર પ્રભુ

દીવાળીની રાતે મોક્ષ પામ્યા છે, તે આપણું નિર્વાણ કલ્યાણક છે, કલ્પસૂત્રમાં મહાવીર પ્રભુએ કેવું નિર્મળ ચારિત્ર પાળી કેવળજ્ઞાન મેળવ્યું, અને તીર્થ સ્થાપતી વખતે અગ્યાર ગણધરો ઇંદ્રભૂતિ વિગેરેને બોધ આપી ૪૪૦૦ શિષ્યો સાથે દીક્ષા આપી તીર્થ સ્થાપ્યું, તથા તે પરમ પ્રભાવક ઇંદ્રભૂતિ મહારાજને ધાર્મિક સ્નેહ પ્રશસ્ત રાગપણ કેવળજ્ઞાનમાં વિઘ્ન કરનાર જાણીને તેમને દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ કરવા મોકલ્યા, અને પોતે મોક્ષમાં ગયા. પ્રભાતે ઇંદ્રિભૂતિ બોધ કરી પાછા આવતાં પ્રભુના નિર્વાણની ખબર સાંભળી ખેદ કરી અંતર આત્માને ઓળખી પ્રશસ્ત રાગ પણ દૂર કરી નિર્મળ ભાવનામાં દૃઢ થતાં કેવળજ્ઞાન પામ્યા. આ બંને મહાપુરૂષોનાં ચરિત્રોથી આપણા આત્માને ધર્મમાં દૃઢ કરી સિદ્ધપદ આરાધવાનું છે, સિદ્ધ પદનું વર્ણન કેવળી દેખવા જાણવા છતાં પણ ન કરે, તેથી આપણે કેવી રીતે કરીએ ? છતાં તેમણે જે કહ્યું તે પદો બોલીએ. જે નમુત્થુણં સર્વે જનો બોલે છે.

**સિવ મયલ મરૂઅ મણંત મક્ખય મવ્વાબાહ.**
**મપુણરાવીત્તિ સિદ્ધિ ગઇ નામધેયં ઠાણં સંપત્તાણં.**
**નમો જિણાણં જિય ભયાણં.**

જિનેશ્વરદેવ જેમણે ભય જીત્યા છે, અર્થાત્ બીજાને અભયદાન આપીને પોતે નિર્ભય થયા છે, તેવાને નમસ્કાર થાઓ, તેઓ સિદ્ધિ ગતિ નામના સ્થાનને પામ્યા છે, અર્થાત મોક્ષમાં ગયા છે, આ સિદ્ધિ સ્થાન શિવ તે ઉપદ્રવ રહિત છે, જ્યાં સંસાર જેવું કોઈપણ જાતનું વિઘ્ન નથી, જ્યાંથી પાછા ચલાયમાન થવાનું નથી, જેમ અહીં મન આવે ત્યારે શેઠ કે રાજા નોકરને કાઢી મુકે કે આપણું

ઘર ખાલી કરાવે તેમ ત્યાં નથી, અરોગ, અર્થાત્ અહીં તાવ. કોઢ, ક્ષયરોગ વિગેરે દુઃખ દે છે, તેમ ત્યાં નથી, અક્ષય એટલે અહીં મેળવેલી સંપત્તિ રૂપ વિગેરે ક્ષય (નાશ) થાય છે તે ત્યાં આત્માએ મેળવેલા ગુણોનો નાશ થતો નથી, અવ્યાબાધ એટલે અહીં અનેક જાતની પીડા ઉપાધિઓ છે. તેમ ત્યાં નથી. અપુનરાવર્ત્તિ અર્થાત્ ત્યાં ગયેલા સિદ્ધ ભગવંતોને ત્યાંથી કોઇપણ વખતે પાછા ફરવાનું નથી, આ નમુત્થુણંની ટીકા લલિતવિસ્તરા નામની હરિભદ્ર સૂરિમહારાજે બનાવેલી વાંચવી જોઇએ, જે વાંચીને ધર્મશ્રદ્ધા દૃઢ થાય છે, આ સિદ્ધપદ આરાધનારને કોઇપણ જીવ સાથે જરાપણ ખેદ ન જોઇએ તેથી સર્વ જીવો ઉપર પ્રેમ બતાવવો જોઇએ.

**જે 'અઇઆ' સિદ્ધા જેઅ ભવિસ્સંતિ અણાગએ કાલે,**
**સંપઇ અવટ્ટમાણા સવ્વે તિવિહેણ વંદામિ.**

જે પૂર્વકાળમાં મોક્ષમાં ગયા છે, અને ભવિષ્યકાળમાં મોક્ષમાં જશે, વર્ત્તમાનકાળમાં મહાવિદેહ ક્ષેત્રની અપેક્ષાએ મોક્ષમાં જાય છે, તે બધાને મન વચન કાયાથી વાંદું છું.

અભવ્ય દુર્લભ બોધિ મહા અધર્મ કૃત્ય કરનાર ઉપર પણ સિદ્ધપદ આરાધકને દ્વેષ ન જોઇએ, પાંચસો ચેલાને પ્રતિબોધ કરી કેવળજ્ઞાન પમાડી અંતગડ કેવળી બનાવી તુર્ત મોક્ષપદ અપાવનાર બંધકમુનિને દ્વેષ ઉત્પન્ન થતાં તેમણે નિયાણું કરી વૈર લેવા જતાં દેવતા થઇને અંગારા વર્ષાવીને અનેક જીવોનો ઘાણ કાઢયો, તેથી ભવભ્રમણ થશે. માટે ભવ્યાત્માએ પ્રમોદભાવના તે ઉત્તમ જીવોના ગુણોનું અનુમોદન કરવું, મૈત્રી ભાવના તે સર્વેનું ભલું ચિંતવવું, દુઃખી જીવોનું દુઃખ દૂર કરવા યથાશક્તિ પ્રયત્ન કરવો તે કરૂણા-

ભાવના અને ઉપદેશ દેતાં પણ ક્રોધ કરે ત્યાં મધ્યસ્થભાવના રાખવી. આ સિદ્ધ ભગવંતો પંદર ભેદે થાય છે, તે નવ તત્વમાંથી સમજવા, અને નવ પાપનાં નિયાણાં છે તે ગુરૂ મુખે સમજવાં, ગૃહસ્થો માટે જિનેશ્વરની મૂર્તિ તે પરિકરવાળી અને સિદ્ધ પ્રભુની મૂર્તિ પરિકર વિનાની એકલી છે, તેની સુગંધી વસ્તુથી અષ્ટ પ્રકારની પૂજા કરવાની છે, મુનિવરોને ભાવપૂજા છે, તે નીચે પ્રમાણે વિચારવું.

ધ્યાન ધૂપં મનઃપુષ્પં પંચ ઇંદ્રિય હુતાશનં,
જ્ઞાન જાપ સંતોષ પૂજા નમો દેવ નિરંજનં.

નિર્મળ ધ્યાન તે ધૂપ છે, સરળ મન તે ફુલ છે, પાંચ ઇન્દ્રિયોને વશ કરવી તે અગ્નિનો હોમ છે, સિદ્ધાંતના જ્ઞાનનું પઠન તે જાપ છે, જે સમયે જે લુખું સુકું નિર્દોષ વસ્ત્ર પાત્ર મળે તેમાં સંતોષ માનવો તે પૂજા છે, આ નિરંજન દેવ સિદ્ધ ભગવંતોની મુનિઓને પૂજા છે, આ સિદ્ધ ભગવંતો લોકાંતે છે, મનુષ્યાકારે લોક છે તેની ટોચે જ્યાં મુકુટ પહેરાય તેવા સ્થાનમાં ઉંચે છે, તે સિદ્ધપદની પૂજામાં યશોવિજય મહારાજ દેવચંદ્રજી અને જ્ઞાનવિમળ બતાવે છે, તે પ્રમાણે અર્થ સમજી લેવો, અત્યારે મોક્ષ નથી, એમ માનીને કોઇ ભવ્યાત્મા સિદ્ધપદ આરાધતાં પ્રમાદ કરે, તેને સમજાવીએ છીએ. કે મોહ છુટયો કે મોક્ષ હાથમાં છે અર્થાત્ અહીં નિર્મળ ચારિત્ર પાળી મહા વિદેહમાં મનુષ્ય જન્મ પામીને મોક્ષમાં જવાય છે, કદાચ પુણ્ય રેખા પ્રબળ હોય તો તીર્થંકર થવા માટે પ્રથમ દેવલોકમાં જાય તોય તેનો એકડો તો અવશ્ય પડી ગયો, આઠ ખમાસમણાં આઠ લોગસ્સનો કાઉસગ્ગ શુકલધ્યાન અગ્નિથી બાળ્યાં માટે લાલ રંગના ઘઉંનું આંબીલ કરવાનું તથા નમો સિદ્ધાણંપદની ૨૦ માળા ગણવી.

( ૩ )

# શ્રી આચાર્યપદ આરાધન.

ભવ્યાત્માઓને સુગુરૂ ઉપર શ્રદ્ધા થાય છે, ત્યારે તેની રોમરાજી તથા હૃદયવિકસ્વર થાય છે, મહાપુણ્યે મનુષ્ય જન્મ મળેલો જાણી તેમની દેશના (ઉપદેશ) સાંભળવા તૈયાર થાય છે, ગૌતમ ઇંદ્રિભૂતિથી માંડીને આજ સુધી ધર્મ પરંપરા ચલાવનારા ધર્મ ધુરંધર આચાર્યો ગણધરો શ્રીપૂજ્યો જેમણે ધર્મ દીપાવ્યો છે તેવા પ્રભાવક પુરૂષો જગત વંદનીય જગત માનનીય જગત હિતચિંતકો તીર્થંકર પ્રભુ માફક નિર્મળ જ્ઞાનથી શ્રુત કેવળી ભદ્રબાહુ સ્વામી માફક સૂત્રો નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણી ટીકા કે ભાષાંતર કે ટબાદ્વારા જૈન અજૈનને પ્રતિબોધ પમાડી સુગતિના ભાગી બનાવ્યા છે, જેમનું વર્ણન નંદીસૂત્રની પ્રથમની ૫૦ ગાથાઓ સુધી બતાવ્યું છે, તથા કલ્પસૂત્રમાં સ્થવિરાવલિ બતાવેલ છે, તેમજ તે આજસુધી પટાવળી વંશવૃક્ષ બનાબનારા જે પુણ્યાત્માઓ છે, તેમાંના થોડા નામો કાન પવિત્ર કરવા માટે લઇએ, સુધર્માસ્વામી જંબુસ્વામી, પ્રભવાસ્વામી, શય્યંભવ સૂરિ યશોભદ્ર સંભૂતિ વિજય અને ભદ્રબાહુસ્વામી અમને તારનારા થાઓ, જેમાંના પ્રથમના બે કેવળજ્ઞાન પામીને મોક્ષમાં સીધાવ્યા છે, બાકીના પાંચ ચૌદ પૂર્વધારી સૂત્ર અર્થ બંનેના જાણનારા વંદનીય, માનનીય આરાધ્ય છે,

તેમનું વચન સાંભળવાથી કાન પવિત્ર થાય છે, સ્તુતિ કરવાથી જીભ પવિત્ર થાય છે, દર્શનથી નેત્ર સફળ થાય છે, અને સામા જવાથી અને મુકવા જવાથી પગ પવિત્ર થાય છે, નિર્દોષ વસ્તુ પાત્ર ગોચરી આપવાથી મનુષ્ય જન્મમાં મેળવેલી વસ્તુ સંપદાં સફળ થાય છે, આ ગૃહસ્થો આવા આચાર્યોની સેવાથી ધર્મ પ્રભાવનાથી ચારિત્ર નહીં લીધા છતાં પણ ઉત્તમ ગતિ પામે છે. હેમચંદ્રાચાર્યે જીવદયાનો ડંકો બજાવનાર કુમારપાળ ભૂપાળને પ્રતિબોધી પોતે અમર નામ કર્યું છે, અઢાર દેશ તે ગુજરાત, મારવાડ, મેવાડ, માળવા, સોરઠ વિગેરેમાં જીવદયા દેખાય છે, ઉંચ વર્ણમાં સંપૂર્ણ જીવદયા છે. હલકી વર્ણમાં પણ જીવદયાનું હૃદય છે. હિંસક વર્ગો બંધ કરાવનાર દેવીઓને નૈવેદ્ય દ્વારા સંતોષ પમાડી પાડા, બકરાં, ઘેટાંનો વધ બંધ કરાવનાર આ આચાર્યને હજારો પશુ પક્ષીઓ ગુજરાત વિગેરેમાં આશીર્વાદ આપે છે કે, તમારા જેવા પ્રબળ પ્રભાવક બીજા દેશોમાં પણ થાઓ કે સર્વત્ર અમારી પટહ વાગે. કુમારપાળે ગુરૂ કરતાં પણ વધારે શ્રદ્ધાથી ચારિત્ર નહિ છતાં જીવદયાથી ગણધરપદ પ્રાપ્ત કર્યું છે જે આવતી ચોવીશીમાં પદ્મનાભ પ્રભુના પ્રથમ ગણધર થશે.

રત્નપ્રભ સૂરિએ ઓશવાલો બનાવી જૈનધર્મમાં જોડી અનેક ક્ષત્રિય કુળોને દયા ધર્મમાં જોડયા છે, ઓશીયા નગરીમાં અત્યારે પણ જિન મંદિર અને દેવીનું મંદિર વિદ્યમાન છે.

સિદ્ધસેન વિક્રમરાજાને પ્રતિબોધ લગાડી શત્રુંજયનો સંઘ કાઢી અનેકરિદ્ધિ સિદ્ધિવાળો રાજા બનાવી સંવત્સર ચાલુ કરાવ્યો. કલ્યાણમંદિર સ્તોત્ર રચી ગયું તીર્થ પાછું મેળવ્યું. વજ્ર સ્વામી જેવાએ

દશ પૂર્વ ધારી બૌધ રાજાને પ્રતિબોધ પમાડયો. રૂક્ષમણી કન્યા તથા લક્ષ્મીનો મોહ ત્યાગી ધર્મમાં સદુપયોગ કરાવી દીક્ષા આપી, સંઘને દુકાળના કષ્ટમાંથી નિવારી સરા સ્થળે મુકયો. હીરવિજયસૂરિએ અકબર બાદશાહને પ્રતિબોધ કરી છ માસ સુધી આખા હિંદમાં જીવદયાનો ઝુંડો ફરકાવ્યો, તીર્થસ્થળોમાં અજૈનથી વિઘ્ન ન થાય તેના અભય રક્ષક પરવાના કરાવી સંઘને સોંપ્યા, જિનદત્તસૂરિ, જિન કુશળ સૂરિ, જિન ચંદ્રસૂરિ જેઓ દાદા નામથી પ્રસિદ્ધ છે, તેવા કોઇ પણ આચાર્યો હાલમાં પણ શાસન પ્રભાવક બની નિર્મળ ચારિત્રથી અનેક ભવ્યાત્માઓને પ્રતિબોધ કરતા હોય તેમને વારંવાર નમસ્કાર કરી વંદન કરી તેમનું બહુ માન કરી વીતરાગની આજ્ઞા પાળીને આત્મ કલ્યાણ કરવું જોઇએ. આ આચાર્યના ૩૬ ગુણો છે, વ્યવહારસૂત્ર વિગેરેમાં શાસન પ્રભાવક તરીકે જુદી રીતે ગુણો વર્ણવ્યા છે, અહીં તો પંચેન્દ્રિય પંચિન્દ્રિય સંવરણોના ૩૬ ગુણ વર્ણવીશું,

પાંચઇંદ્રિયોના દુરૂપયોગને રોકે, જરાપણ ચારિત્રને દોષ લાગે તેવી રીતે છૂટી ન મૂકે પણ મોક્ષ માટે તેનો સમ્યકરીતે સદુપયોગ કરે, તથા નવ પ્રકારની બ્રહ્મચર્યની વાડો પાળે. જિનેશ્વર દેવે આ વાડો એવી સુંદર બતાવી છે કે દરેક ગૃહસ્થે પણ તે પાળવાથી આ લોકમાં જરા પણ દુઃખ પામતો નથી.

૧–નપુંસક સ્ત્રી કે પશુવાળા મકાનમાં સાધુ સાધ્વી ન રહે, આચાર્ય આ બરોબર ધ્યાન રાખે કે સાધુ સાધ્વીના ચારિત્રનું સંપૂર્ણ રીતે બ્રહ્મચર્ય પળે, ૨–વિષય રસ પોષક કથા સાધુ ન કરે, તે સંભાળ રાખે માટે આચાર્ય પ્રત્યેક સમયે રક્ષક બને, ગૃહસ્થોની ખટપટમાં પડનાર આચાર્ય સાધુનું રક્ષણ ન કરી શકે માટે દશ-

વૈકાલિક સૂત્રમાં બતાવ્યું છે કે ગૃહસ્થોનો અધિક પરિચય કરનારનો ત્યાગ કરવો, સાધુનું જીવન પવિત્ર ગુરૂ દ્દષ્ટિમાંજ છે, ૩-સાધુની શય્યા પાટપાટલો સાધ્વી ન વાપરે, તેમ સાધ્વીનાં સાધુ ન વાપરે, ગૃહસ્થ માટે પણ તેમજ સમજવું, ૪-પરસ્પર વિકાર દ્દષ્ટિથી સાધ્વી સાધુ ન નિહાળે, શ્રાવિકા સાથે પણ અધિક પરિચય ન રાખે, બાળકોનાં કોમળ વચનો કે કાયાથી ન લલચાય, તેટલા માટે સાધુને ઉત્તરાધ્યયનના વિનય અધ્યયનમાં કહ્યું છે કે-“ખુડ્ડેહિં સહ સંસગ્ગિં હાસક્રીડં ચ વજ્જએ” બાળકો સાથે સંસર્ગ કે હાસ્ય ક્રીડા વર્જે, આ આચાર્ય ભગવંતે દેખવાનું છે, ૫- કુડયંતર, સંસારીના ભીત અંતરે ન સુએ, જેથી વિકાર ન જાગે. ૬-પૂર્વ ક્રીડિત, સંસારી ક્રીડા ન કરે, ૭-પ્રણીત રસ તે ઘી દૂધ મિષ્ટાન્ન વિવેકથી વાપરે, ૮-અતિ ભોજન ન કરે, અજીર્ણ થતાં ચારિત્ર ન પળે, ૯-શરીર વસ્ત્રની શોભા સાધુ ન કરે.

## यद्‌गृहस्थानां भूषणं, साधूनां तच्च दूषणं ।

જે ગૃહસ્થોનું ભૂષણ છે, તે સાધુઓને દૂષણ છે, આ આચાર્યો પોતે તરવા તારવા સમર્થ હોવાથી વ્યવહાર સૂત્રમાં કે આચારાંગ વિગેરે સુત્રોમાં બતાવ્યા પ્રમાણે નવ વાડ પાળે પળાવે, પાળવાને સહાય કરે.

ચઉવિહ કસાય મુક્કો.

સાધુઓના નાયક દયાળુ આચાર્યો ક્રોધ માન માયા લોભને ત્યાગી આદર્શરૂપ બને, કે નવા દીક્ષિતોને પણ તેમના પ્રત્યે નિર્મળ ભાવના થાય, અને ચારિત્ર લીધા બદલ પોતાને અહોભાગ્ય માને.

એ અઢાર ગુણ થયા, બાકીના ગુણો તે પાંચ મહાવ્રત પાળે, આચાર્ય તીર્થંકર જેવા ગણાય છે તેથી તેમની ભાવના ઉંચી હોય છે. અતિચાર લગાડતા નથી, કેવળજ્ઞાન મેળવનારા હોવાથી પદ્મલેશ્યાવાળા હોય છે તેથી તેમને પીળા રંગમાં વર્ણવ્યા છે, એટલે ઉપરથી હાક શિષ્યોની સુધારણા માટે સખ્તપણ હોય છતાં અંદરથી રાત દિવસ બહુ વાત્સલ્યવાળા હોય છે, શિષ્યો કે જ્ઞાનાદિ અર્થે આવેલા પરના શિષ્યોને પણ અપત્ય સમાન ગણી ત્રણ રત્નો પ્રાપ્ત કરાવે, પંચ-વિહ પાલણ સમત્થોતે.

પાંચ પ્રકારના આચાર પાળવામાં સમર્થ હોય, જ્ઞાન ભણાવવું તે આચાર્ય અર્થજ આપે છે, તે દિવસે બીજી પોરસીમાં તથા રાત્રે બીજી પોરસીમાં ભણાવે, એક આચાર્યે ભણાવવામાં કષ્ટ માની ન ભણાવ્યા, તેથી બીજા ભવમાં શું દુઃખ પડ્યું તે વરદત્તની કથાથી જાણવું. દર્શન તે પોતાની શ્રધ્ધા જૈન ધર્મમાં દૃઢ હોય, સુયુક્તિવડે અજૈનને પણ ધર્મમાં દૃઢ કરે, ચારિત્ર નિર્મળ પાળે, તપમાં દૃઢ રહે, શક્તિનો સદુપયોગ કરી દેશેદેશ વિહાર કરી ધર્મ દીપાવે,

પંચ સમિઓ તિગુત્તો.

પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચન માતા છે, અર્થાત્ જૈન સિદ્ધાંત કે જૈનશાસન એ આઠને આધારે છે, વર્તમાન કાળમાં અનેક આચાર્યો શાસન દીપાવી રહ્યા છે, પણ વિચાર ભેદોથી કોઇ અંશે વૈમનસ્ય થાય શંકા પડે તો પણ આચાર્યપદ આરાધ-નારે ગુણી પુરૂષોના ગુણો શોધીને પોતાના આત્માને નિર્મળ કરવો, ધર્મ સદાએ જયવંતો છે, ધર્મના રક્ષક આચાર્યો છે. પ્રમાદવશ કદાચ શિષ્ય ભૂલે તો આચાર્ય બતાવે, આચાર્ય ન ભૂલે, છતાં શેલક

અણગારમાફક કદાચ પ્રમાદવશ થાય તોપણ તેમના સુશિષ્ય માફક પોતે નિર્દોષ રહી ગુરૂની સેવામાં રહી તેને સુશિષ્ય ઠેકાણે લાવે, પુણ્યાત્મા શ્રાવકોએ પણ આવા આચાર્યો રત્નોની ખાણ જેવા વિરલા મળતા હોવાથી તેમની આશાતના ન કરતાં વિનય વિવેકથી ઠાણાંગ સૂત્રમાં બતાવેલી રીતિએ માતા, પિતા, મિત્ર, પુત્ર જેવી રીતે યોગ્યતાથી વૈમનસ્ય દૂર કરવું, ધર્મપ્રભાવના કરવી. કદાચ પ્રભાવના ન બને તો હીલના ન કરાવવી, શ્રેણિક રાજાની દેવ પરીક્ષા કરી ધર્મમાં દૃઢતા જોઈ આનંદ પામી ગયો, અને શ્રેણિકે તીર્થંકર ગોત્ર બાંધ્યું, તેમ શ્રીસંઘમાં રત્ન સમાન જે ગુણવાન આચાર્યો હોય તેમના ગુણનું અનુમોદન કરવું, કદાચ તુચ્છ દૃષ્ટિએ આ હીણભાગી જીવને હાલના આચાર્યોના ગુણો ઓછા જોવાય તો પૂર્વાચાર્યોના ગુણોનું ગુણ ગ્રામ કરવું, નવપદ આરાધક ભવ્યાત્મા થોડા કાળમાં મોક્ષમાં જનાર હોવાથી તેણે પરપરિવાદ નામનું સોળમું પાપ અવશ્ય વર્જવું.

નિંદા કરે તે જાયે નારકીરે, અધિક દોષોજ નજરે આવે તો મધ્યસ્થ રહેવું, ક્લેશમાં તો નજ પડવું.

સાધુ ભિક્ષુ કોને કહેવા તે દશવૈકાલિકના દશમા અધ્યાયમાં કહ્યું છે કે—

**नो वएज्जासि अयं कुसीले, जेण अन्नं कुप्पे तंनो वएज्जा।**
**जाणीयं पत्तेय पुण्णपावं अत्ताण न समुक्कसे जेसभिक्खू ॥**

આ કુશીલીઓ દુરાચારી છે એવું સાધુ ન બોલે, બીજો જેનાથી કોપાયમાન થાય તેવું વચન પણ ન બોલે, પોતાના પુણ્ય પાપનાં ફળ પ્રત્યેક ભોગવે છે, તેમ જાણીને પોતાના ઉત્તમ ચારિત્રનો અહંકાર ન કરે તે ભિક્ષુ સાધુ છે.

આ વચનથી આઠે મદ છોડવાના બતાવ્યા જાતિ, કુલ, બળ, રૂપ, તપ, વિદ્યા, રૂદ્ધિ, લાભ આ કોઇને વધારે હોય અને કોઇ હીણપુણીયા અભાગીઆને ઓછા હોય તો પોતે અહંકાર ન કરવો, એ આઠેમદનું વર્ણન સઝાયમાં છે ત્યાંથી જોવું.

આ આઠ મદ ત્યાગવાથી આઠ મહા સિધ્ધિ પ્રકટ થાય છે, છતાં પણ જેમ રત્નોનો સંચય રાજાના ખજાનામાં અનંત ગુણો હોય તોપણ ગોપવી રાખે છે, તેમ આચાર્ય ભગવંતો નિર્મળ ચારિત્ર પાળવાની ખાતર ખાસ કારણ વિના કદી પણ તેનો ઉપયોગ કરતા નથી સિધ્ધાંતનું પઠન પાઠન કરવાથી દેવાધિષ્ઠિત સૂત્રોના ગણવાથી દેવેંદ્ર વિગેરે આવે તોપણ સંસારની ચક્રવર્તીની કે અહમિંદ્ર સુધીની રિધ્ધિની પણ તેને પરવાહ નથી એવા પરમોપકારી આચાર્ય મહારાજ મોક્ષમાર્ગમાં સદા સહાયક થાઓ.

આચાર્યના ૩૬ ગુણો હોવાથી ૩૬ ખમાસમણાં ૩૬ લોગસ્સનો કાઉસગ્ગ નમોઆયરિયાણં પદની ૨૦ માળા અને પીળા રંગના ચણાનું આંબીલ કરવું, ચૈત્યવંદન સ્તુતિ સ્તવન જેમાં ગંભીર રહસ્ય હોય તેવાં આનંદઘનજી વિગેરેનાં સમજીને બોલવો.



# સંથારા પોરસી.

આનવપદ આરાધક ભવ્યાત્માથી રાત્રિપૌષધ થાય તો બહુસારં નહિતો રાત્રે સાધુ માફક સંથારે સુવું, તથા સંથારા પોરસી ભણાવવી, તેનો પરમાર્થ લખીએ છીએ.

દિવસ અને રાત્રિમાં સાત ચૈત્યવંદન છે, પ્રભાતના પ્રતિક્રમણમાં

૧ જગચિંતામણિનું ૭ આવશ્યક પુરા થવાની ખુશાલીમાં ૨ વિશાળ લોચનનું. જિન દર્શનમાં વાસક્ષેપ પૂજામાં મૂળ નાયક કે તિથિ આશ્રયી કોઇ ૩ પણ ચૈત્યવંદન, જમતાં પહેલાં અષ્ટ પ્રકારી પૂજા પછી ૪ ચૈત્યવંદન ૫ સંધ્યાકાળનું પ્રતિક્રમણમાં તથા નમોસ્તુ વર્ધમાનાય, એમ ૭ ચૈત્યવંદન થયાં, સાતમું ૭ ઘડી રાત્રિ જતાં ચૌકસાયનું ચૈત્યવંદન છે, ત્યાર પછી વિધિ ભણવાની છે તેમાં પ્રથમ નવકાર કરેમિભંતે પોષધવાળાને છે, બાકીનાને નમોખમાસમણાણંગોયમાઇણં મહામુણીણનો અર્થ ગૌતમાદિ મહાન આચાર્યોને નમસ્કાર કર્યો છે, અને સૂતા પહેલાં મનમાં નકી કરી લે છે કે?

**જઇમે હુજ્જ પમાઓ ઇમ્મસ્સ દેહસ્સિમાઇરિયણીએ,**
**આહાર મુવહિદેહં સવ્વંતિવિહેણ વોસિરિયં.**

જો મને ઉંઘ આવી જાય અને આ કાયાનો આયુ બંધ તુટી મને મરણ થાય તો ખાવાનું તથા ધર્મોપકરણો તથા દેહની મૂર્છા એ બધું મન, વચન, કાયાથી તજું છું. વળી ચાર મંગલો ગણે છે અરિહંત સિધ્ધ સાધુ અને કેવલિએ કહેલો ધર્મ બતાવે છે, તે ચાર લોકમાં ઉત્તમ છે એ ચારનું મને શરણ છે, વળી અઢાર પાપસ્થાન તજે છે, એ સત્તર ગાથાઓ ચિંતામણી રત્ન સમાન હોવાથી વારંવાર તેનો પરમાર્થ ચિંતવવો, તેમાં—

**એગોમે સાસઓ અપ્પા નાણદંસણ સંજુઓ,**
**સેસામે બાહિરા ભાવા સવ્વે સંજોગ લકખણા.**

આ આત્મા મારો શાસ્વત નિરંતર ત્રણે કાળમાં રહેનારો છે જ્ઞાનદર્શન તેનું લક્ષણ છે, બાકી બધું શરીર વિગેરે આત્માથી જુદું છે, એ કર્મના સંબંધે જોડાયેલ છે.

**સંજોગમૂલા જીવેણ પત્તા દુકખં પરંપરા,**
**તમ્હા સંજોગ સંબંધં સવ્વં તિવિહેણ વોસિરિયં.**

આ કર્મ સંબંધથી મારા જીવે સંસારી દુઃખોની પરંપરા મેળવી તેટલા માટે સંયોગનો સંબંધ તે 'મારૂં તારૂં' એ રાગ દ્વેષને મન વચન કાયાથી મુકી દઉં છું.

આ ગાથાથી નિશ્ચય મત માની કોઇ વ્યવહાર મુકીદે તેને માટે કહે છે કે—

**અરિહંતો મહદેવો જાવ જીવં સુસાહુણો ગુરૂણો,**
**જિણ પન્નત્તં તત્તં ઇઅ સમત્તં મએ ગહિયં.**
**અરિહંત પ્રભુ મારા દેવ છે આખી જીંદગી સુધી સુસાધુ,**
**મારા ગુરૂ છે, જિનેશ્વરે કહેલું તત્વ મારે આરાધવાનું છે.**
**આ સમ્યકત્વં મે ગ્રહણ કર્યું છે,**
**સવે જીવ્વા કમ્મવસ ચૌદહ રાજ ભવંત.**
**તેમે સવ્વ ખમાવિયા મુજવિતેહ ખમંત.**

આ બધા જીવો કર્મવશથી ચૌદ રાજ લોકમાં ભમે છે, તે સર્વેને મેં ખમાવ્યા છે તેઓ પણ મારા અપરાધ ક્ષમા કરો.

વીતરાગનું વચન જેટલું પ્રશંસીએ તેટલું ઓછું છે, આ સાંભળે તેને આંબીલનો રોજ લાભ છે, સમજીને વિચારે તો અનંતગણું પુણ્ય અને સકામ નિર્જરા છે.

---

'જૈન વિજય' પ્રીં. પ્રેસ, ખપાટીયા ચકલા—સુરતમાં
મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.



# (૪) શ્રી ઉપાધ્યાય પદ આરાધન

"પુણ્ય સંયોગે નરભવ લાધો સાધો આતમકાજ" આ પદ શું બોધ આપે છે! હે ભવ્યાત્મા! પુણ્ય સંયોગથી મનુષ્ય ભવ પામ્યા છો, તમે તમારા આતમાનું કાર્ય (હિત) સાધો! આ ઉપાધ્યાય પદ આરાધક ભવ્યાત્માએ સ્ફટિક કે ચંદ્રકાંતમણિ જેવું નિર્મળ હૃદય કરીને ઉપાધ્યાય ભગવંતની ઉપાસના કરવી જોઇએ, ઉપાધ્યાય પ્રાકૃત (લોક ભાષા) માં ઉવજઝાય શબ્દ થયો તેથી આપણે પંચ પરમેષ્ઠિમાં ચોથા પદે નમો ઉવજઝાયાણં બોલીએ છીએ, નાનું બાળક પણ દેખાદેખી બોલે પણ તેનો ખરો આનંદ તો અર્થ સમજનારને આવે છે, યશોવિજય ઉપાધ્યાયની નવ પદની પૂજાની ઢાળ જે ભવ્યાત્મા ગાય છે તેમાંની પ્રથમની કડી લઇએ, ભવિકા "સિદ્ધ ચક્ર પદ વંદો, જેમ ચિરકાળે નંદોરે" હે ભવ્ય પુરૂષો! તમે સિદ્ધ ચક્ર એટલે અરિહંતથી માંડીને તપ સુધીનાં નવ પદોને વાંદો, કે જેનાથી અનંતકાળ સુધી આનંદ ભોગવો! તુચ્છ પામર પ્રાણીઓ જિનદેવ અને સુગુરૂને સમજ્યા વિના અનાદિકાળથી મોહક વસ્તુમાં રાચી માચીને નવા નવા જન્મો ધારણ કરીને દુઃખ ભોગવે છે, છતાં કિંપાક વૃક્ષના મોહક ફળોના સ્વાદ જેવો વિષય રસ આનંદા ભાસ છે, તેમાં રાચે છે, પણ જ્યારે સુગુરૂ પાસે સુબોધ

સાંભળે છે કે હૃદયના પડદા ખુલી જાય છે, ત્યારે તે કહે છે કે

**અજ્ઞાન તિમિરાંધાનાં જ્ઞાનાંજન શલાકયા**
**નેત્રમુન્મિલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમ:**

અજ્ઞાન મોહરૂપ અંધારાથી અંધા થયેલા મારા જેવા પામર પ્રાણીને જે ગુરૂએ જ્ઞાન અંજનની સળી વડે મારી આંખો ઉઘાડી તે ગુરૂને નમસ્કાર થાઓ.

અરિહંત અને સિદ્ધ એ દેવાધિદેવ છતાં ટુંકમાં તેને દેવ કહીએ છીએ, દિવ્ય ઋદ્ધિવાળા સ્વર્ગના દેવોની સંપદા સ્થાયી નથી, તેમને પાછા માતાના ગર્ભનાં દુઃખ બાકી રહેલ છે, પણ આપણા આ અરિહંત સિદ્ધ દેવાધિદેવને દિવ્ય જ્ઞાન તે કેવળ જ્ઞાન પ્રાપ્ત થયેલું છે તેથી હવે તેમને તે દુઃખનો અંશ પણ મળવાનો નથી, માટે ખરા દેવ તે છે,

**અનિત્યાનિ શરીરાણિ વૈભવો નૈવ શાસ્વત:**
**નિત્યં સંનિહિતો મૃત્યુ સ્તસ્માદ્ધર્મં સમાચરેત્**

ચક્રવર્ત્તી વાસુદેવ બળદેવનાં શરીર રૂપાળાં છે, પણ તે અનિત્ય છે, સન્નતકુમાર ચક્રવર્ત્તીના ચરિત્રમાં દેખો,

**હાંજી સન્નતકુમાર નરેસરૂ સુર આગળ રૂપ વખાણ્યું રે,**
**રોમ રોમ કાયા બીગડ ગઈ મદ ચોથાનું એ ટાણું રે**

સન્નતકુમાર ચોથા ચક્રવર્ત્તી થયા છે, તેમણે પોતાનું સુંદર સ્વરૂપ જોવા બ્રાહ્મણ રૂપે આવેલા દેવોને કહ્યું કે હજુ હું નહાવા બેઠો છું, ત્યાં રૂપ શું જોશો? પણ જ્યારે સ્નાન કરી સ્વચ્છ થાઉં, કપડાં તથા આભુષણ પહેરૂં, ત્યારે જોવા આવજો, જ્યારે તે પ્રમાણે

દેવો ફરી જોવા આવ્યા, ત્યારે આ અહંકારનું ફળ તેમને જોવાયું કે તે સુંદર દેહમાં રોમેરોમે કીડા પડી ગયા હતા! આ ચોથા મદનું ટાણું અર્થાત્ વાર્તા સમયોચિત કહી! સન્નતકુમાર પણ દેવોનું મન ખેદી દેખીને પૂછવા લાગ્યો કે તમે ખેદ કેમ પામ્યા? ત્યારે દેવોએ કહ્યું કે તારા શરીરમાં કીડા પડી ગયા છે, તારૂં રૂપ બગડી ગયું છે! અને તારા મોંમાં પાન ચાવેલું થુંક, તેમાં જો, તેમાં સાક્ષાત્ કીડા જોઇને તે ભવ્યાત્મારાજાએ દીક્ષા લીધી, આવા વીતરાગ પ્રભુના નિર્મળ જ્ઞાનથી નીકળેલા સુબોધરૂપ રત્ન કરંડક એટલે રતનના કિંમતી દાબડા જેવા ઉપાધ્યાય મહારાજ છે, તેઓ સૂત્રો મોઢે રાખી પોતે શિષ્યોને ભણાવે છે, આ પદ કેવું ઉત્તમ છે?

"ઉપાધ્યાય તે શિષ્યને જીરે સૂત્ર ભણાવણ હાર"

સૂત્રને ભણાવવું એટલે પત્થર જેવા કુશિષ્યને પણ ભણાવીને ચિન્તામણિ રત્ન જેવો બનાવે છે, વિનયવિજયજી ઉપાધ્યાયનો શ્રીપાળરાસ અત્યારે આપણે સાંભળીએ છીએ, જે અધુરો રહેતાં કાળ પામવાથી યશોવિજયજી ઉપાધ્યાયે પુરો કર્યો છે, આ વિનયવિજયજી મહારાજની સુબોધિકા કલ્પસૂત્રની ટીકા આપણે પજુસણમાં સાંભળીએ છીએ, અહાહા! આરાધનાનું સ્તવન જે પુણ્ય પ્રકાશ નામનું છે, જેમાં સૂત્રોનો સાર લીધો છે; અનંતાંપાપ કરી દુર્ગતિમાં જવાની તૈયારી કરેલો દુર્લભબોધિ અધમ આત્મા પણ તે સાંભળીને સુલભબોધિ બની સુગતિનો ભજનારો થાય છે, "નિર્જરાહેતે સ્તવન રચીયું નામે પુણ્ય પ્રકાશ" એ; તેમાં અંતે શું કહે છે, આ પુણ્ય પ્રકાશ નામનું સ્તવન સકામનિર્જરા માટે છે, એટલે મોક્ષમાં જવા માટે આ રચ્યું છે!

તેમની ચોવીસી પણ જુઓ

**ત્રણ રતન મુજ આપો તાતજી જેમ નાવે રે સંતાપ**
**દાન દીયંતાં રે પ્રભુ કોશર કેસી આપો પદવી આપ!**

મને સમ્યગ્ દર્શન જ્ઞાન અને ચારિત્ર એ ત્રણ રતન સિદ્ધારથ રાજાના પુત્ર મહાવીર પ્રભુ અમારા તાત છો તેથી અમને વારસામાં આપો, જેથી સંસારી સંતાપ ન આવે, હે નાથ! દાન આપો, ત્યારે ઓછાશ કેવી! આપની તીર્થંકર સિદ્ધ પદની પદવી આપો! આવાજ પુણ્યાત્મા દેવચંદજી મહારાજ થયા છે, તેમની ચોવીસી .વીસી વાંચતાં કેટલો આનંદ આવે છે, તેમાંથી એક કડી લઇએ,

**ઋષભ જિનંદ શું પ્રીતડી, કીમ કીજે રે। કહો ચતુર વિચાર**
**પ્રભુજી જઇ અળગા વસ્યા તિહાં નવી હોકે વચન ઉચાર**

આદિનાથના પહેલા સ્તવનમાં કહે છે કે ઋષભદેવથી પ્રીતિ કેવી રીતે કરીએ, તે તમે ચતુર પુરૂષો વિચાર કરીને કહો! એ પ્રભુજી દૂર જઇને વસ્યા છે, અર્થાત્ મોક્ષમાં ગયા છે, જ્યાં વચનનો ઉચ્ચાર પણ નથી! જ્યાં બોલે નહિ ત્યાં પ્રીતિ કેવી રીતે થાય? છેલ્લે કહે કે

**પ્રભુજીને અવલંબતાં નિજ પ્રભુતા રે। પ્રગટે ગુણરાસ,**
**દેવચંદ્ર જિન સેવના હોજો મુજ અવિચળ સુખવાસ,**

આ પ્રભુજીનું અવલંબન તો ધ્યાન કરતાં ધ્યાન કરનારના અંતરમાં ગુણોનો સમૂહ પ્રકટ થાય છે, માટે મને પણ જિનદેવની સેવના કરતાં જે અવિચળ સુખનો વાસ તે મોક્ષ મળજો,

સમય સુંદર ઉપાધ્યાયની રચના કેવી સુંદર છે, તે શ્રેણિક-

રયવાડી ચડયો, તેમાં છેવટે કહે છે કે

**મુનિ અનાથી ગાવતાં તુટે કર્મની કોડ,**
**ગણી સમય સુંદર એહના પાય વાંદેરે બે કરજોડ, શ્રેણિક**
**રાય હું રે અનાથી નિગ્રંથ**

વાચક શબ્દ ઉપાધ્યાય માટે વપરાયો છે, "વાચક શિખરે રે કીર્ત્તિવિજયગુરૂ," જો તે પ્રમાણે વાચક એટલે ઉપાધ્યાય છે તો, ઉમાસ્વાતિ વાચક પણ ઉપાધ્યાય ગણાય, તેમનું કરેલું તત્વાર્થ સૂત્ર ગણધરકૃત બાર અંગ જેટલુંજ માનનીય છે, તથા બીજા પણ જે ઉપાધ્યાયો અત્યારે પોતે સૂત્રો મોઢે કરીને દિવસમાં ચાર વાર સ્વાધ્યાય કરાવે છે, સૂર્યોદય પછી એક ઘડીથી છ ઘડી સુધી અને સાંજના ચોથા પહોરે, રાત્રિના પ્રથમ પહોરે તથા રાતના છેલ્લા પહોરે સાધુઓને સૂત્ર પાઠ આપી મોઢે ગોખાવે, અને કારણ પડે તો આચાર્યની ગેરહાજરીમાં સાધુઓને અર્થ પણ દિવસ રાતની બીજી પોરસીમાં આપી વિદ્યાનંદી બનાવી આત્માનંદી કરે, વીરવિજય મહારાજ સઝાયમાં કહે છે કે

**સહજાનંદી રે આતમા, સૂતો કંઈ નચિંત રે**
**મોહતણા રણીયા ભમે જાગ જાગ મતિવંત રે**

સહજ એટલે સ્વાભાવિકજ્ઞાન દર્શનરૂપમાં આનંદ લેનાર આત્મા! તું નચિંત થઇને કેમ સૂતો છે? તારે માથે મોહનીય કર્મના રણીયા શત્રુ સુભટ તારો ઘાણ કાઢવાને પછવાડે ભમે છે, હે સુબુદ્ધિવાળા ભવ્યાત્મા! તું જાગ, પ્રમાદ ન કર, શિષ્યો પ્રમાદ ન કરે, માટે ઉપાધ્યાય પ્રથમ જાગીને શિષ્યોને જગાડે છે, અને કહે છે કે

**અસંખયં જીવિયં માપમાએ જરોવણીયસ્સ હુ નત્થિતાણં**

હે શિષ્યો! તમારૂં જીવિત—આયુ–કાચું તુર્ત નાશ પામનારૂં છે! માટે પ્રમાદ ન કરો બુઢા થયા પછી સૂત્ર ભણાશે નહિ, સૂત્રો ભણ્યા વિના તેનો પરમાર્થ જેમ ગૃહસ્થો પાસેધન હોય તો

"સર્વે ગુણાઃ કાંચનમાશ્રયન્તે," બધા ગુણો સુવર્ણ તે ધનમાં સમાયેલા છે, વળી વસુવિનાના નર પશુ, પૈસા વિનાના માણસો પશુ જેવા છે, તેમજ જે સાધુ સૂત્રો મોઢે નથી કરતો, તે પરમાર્થ ને સમજ્યા વિના ખરો આનંદ મેળવતો નથી,

**ધામધુમે ધમાધમ ચલી જ્ઞાન મારગ રહયો દૂરરે**
**સ્વામી સીમંધરા વિનતી સાંભળો માહરી દેવરે,**

યશોવિજય મહારાજ સીમંધર સ્વામીને વિનતી કરતાં કહે છે કે આ ભરતક્ષેત્રમાં ધામધુમ અને ધમાધમી ચાલી રહી છે, પણ જ્ઞાન માર્ગ દૂર રહયો છે, જ્યારથી સૂત્રો વિગેરે લખાવા માંડયાં, ત્યારથી સાધુઓમાં સૂત્ર ગોખવાનો રીવાજ ઓછો થયો, કોઈ પુણ્યાત્મા ગોખતા પણ હશે, પણ નિશીથ અધ્યયન મોઢે કર્યા વિના વિહાર ન થાય, તેમ નિશીથ સૂત્ર જો પ્રમાદથી ભૂલી જાય તો વ્યવહાર સૂત્રમાં કહ્યું છે કે તે સાધુ સાધ્વીને જાવ જીવ સુધી કોઈ પદવી ન કલ્પે, અર્થાત્ બધાં સૂત્ર મોઢે ન રહે તો પણ નિશિથ સૂત્ર અવશ્યે મોઢે કરવું, વળી હાલ કેટલાક કાળથી સૂત્ર ભણ્યા વિના ગોખ્યા વિના પુણ્યાત્માઓ પદ્વી લે છે અને પુણ્યાત્માઓ આપે છે, તે ધન વિનાના વેપારી માફક કેટલી ગુણદાયી છે, તે તેમણે સમજવું જોઈએ, મારા જેવાને સૂત્રો મોંઢે કર્યા વિના વ્યવહાર સૂત્ર વાંચ્યા પછી સમજાયું છે કે મેં મારો જન્મ એળે કર્યો છે, આનંદઘનજી મહારાજ ધર્મ

જિનેશ્વરના સ્તવનમાં શું કહે છે.

**જુઓ જયોતિ વિના જગદીશની અંધોઅધ પુલાય**
**પરમનિધિ પ્રગટ મુખ આગળે જગત ઓળંગી જાય**
**પ્રવચન અંજન જો સદ્ગુરૂ કરે, દેખે પરમનિધાન-જિનેશ્વર-**

પાણીના પરપોટા જેવા સંસારના વિલાસોમાં મારો મૂઢઆત્મા રાચ્યો માચ્યો, અને જીંદગી એળે ગુમાવી બેઠો, તેવો પશ્ચાતાપ આ ઉપાધ્યાય પદ આરાધક ભવ્યાત્માને વારંવાર થાય છે, તેથી ઉપાધિ ઓછી કરી ચારિત્ર લે છે, કાંતો સંસારમાં સંતોષી જીવન ગુજારી રાતદિવસ ઉપાધ્યાય મહારાજની ઉપાસના કરે છે, શ્રમણોપાસક શબ્દ શ્રાવક માટે છે, શ્રમણમાં પંચપરમેષ્ટિ આવ્યા, તેમજ ઉપાધ્યાય પદ આરાધક ઉપાધ્યાયના ૨૫ ગુણો સમજે, હાલ અગ્યાર અંગવિદ્યમાન છે, બારમું અંગવિચ્છેદ ગયું છે, છતાં શ્રુતકેવલિ ભગવંતે ઉદ્ધરેલા દશવૈકાલિક વ્યવહાર સૂત્ર અને બુહત્કલ્પસૂત્ર કર્મગ્રંથ એ બારમા અંગના વિભાગો છે, તેથી અગ્યાર અંગ અને બાર ઉપાંગના ધારણા કરનારા છે, ચરણ સિત્તરી કરણ સિત્તરી એમ કુલ ૨૫ ગુણોના ધારક હોવાથી તેનો આરાધક ૨૫ ખમાસમણાં દે ૨૫ લોગસ્સનો કાઉસગ્ગ કરે ૨૦ માળા નમો ઉવજઝાયાણં પદની ગણે-

હમેશાં ત્રિકાળ દેવ વંદન કરે, આ દેવ વંદન તથા ગુરૂવંદનમાં જે જે પરમાર્થ બતાવ્યો છે, તે સમજે, અને પોતાના આત્માને ઉપાધ્યાયના ગુણોમાં એકમેક કરી મુકે,

આ ઉપાધ્યાય તે આચાર્ય પદને યોગ્ય જાણવા, આચાર્યના યુવરાજ ઉપાધ્યાય છે, બને ત્યાં સુધી આચાર્ય ઉપાધ્યાય સાથેજ રહે, ખાસ કારણવિના આચાર્ય ઉપાધ્યાય જુદા ન પડે, કોઈપણ

સાધુના બે રક્ષક હોય છે, આચાર્ય અને ઉપાધ્યાય, પણ દરેક સાધવીના ત્રણ રક્ષક છે. આચાર્ય ઉપાધ્યાય અને પ્રવર્ત્તિની, આ પ્રવર્ત્તિની સાધ્વી પોતે આચાર્ય ઉપાધ્યાય જેવી સાધ્વીઓની રક્ષક છે. રાતદિવસ સાવધ રહી સાધ્વીઓના શીલવ્રતનું રક્ષણ કરે છે, સુમાર્ગે દોરે છે, પ્રવર્ત્તિની ગમે તેટલી વિદુષી હોય છતાં પણ તીર્થંકરદેવે પુરૂષ પ્રધાન ધર્મ કહીને આચાર્ય ઉપાધ્યાયની આજ્ઞામાં રહેવાનું સાધ્વીઓને ફરમાવ્યું છે, અનેક દૃષ્ટાંતો દ્વારા વ્યવહાર સૂત્રમાં સાધુ સાધ્વીઓને સમજાવ્યું છે કે આવા આચાર્ય ઉપાધ્યાયોની સેવા કરી આત્માને તારો, તેમ આચાર્ય ઉપાધ્યાયોને પણ પોતાના શરણે આવેલાં સાધુ સાધ્વીને તેમના નિર્મળ ચારિત્ર માર્ગમાં દોરવાં, જો તે પ્રમાણે આચાર્ય ન પ્રવર્ત્તાવે, અને સાધુસાધ્વી કંઈ પણ વિપરીત કરે તો તેનો ભાગી આચાર્ય ઉપાધ્યાય છે, તેથી પાપાચાર્યની પદવી તેને આપેલ છે, અર્થાત્ વીતરાગ પ્રભુનું ધર્મ શાસન આજ્ઞામાં રહેલું છે. પહેલા ઉદ્દેશામાં વ્યવહાર સૂત્રમાં એટલું બધું ખુલાસાથી સમજાવ્યું છે કે દરેક આચાર્ય ઉપાધ્યાય પ્રવર્ત્તક ગણિ સ્થવિર એવા પાંચ પદોથી વિભૂષિત ગચ્છમાંરહી ત્રણરત્ન આરાધીને મોક્ષ મેળવવો. આ જ્ઞાનદશામાં ન સમજેલો આત્મા મૂઢ બનીને જેટલો વીતરાગપ્રભુની આજ્ઞા વિરૂદ્ધ વર્તે તેને છેવટે સૂત્રકાર ભગવંતો સમજાવે છે કે સુરાજયના રાજ્ય શાસનમાં રહેલો ગૃહસ્થ ધનનો સદુપયોગ કરી સુખ ભોગવે છે તેમ વીતરાગ પ્રભુની આજ્ઞામાં રહેલા આચાર્ય ઉપાધ્યાયની સેવામાં રહી ચતુર્વિધ સંઘ સદા જયવંતો વર્તો

**સર્વમંગલ માંગલ્યં સર્વ કલ્યાણ કરણં**
**પ્રધાનં સર્વ ધર્માણાં જૈનં જયતિ શાસનં.**

ઉપાધ્યાયને થોડા અતિચાર કોઈ અંશે લાગતા હોવાથી લીલા રંગના મગનું આંબીલ કરવું.

## (૫) શ્રી સાધુપદ આરાધન

તીર્થંકરદેવ પોતે સંસાર છોડીને સાધુ થાય છે, ત્યારે દીક્ષા કલ્યાણક કહેવાય છે, આ દીક્ષા લેનાર ભવ્યાત્મા હોય તો યોગ્ય સાધનો મેળવીને મોક્ષમાં જાય છે, કદાચ તેવી સામગ્રી ન મળે તો સર્વાર્થ સિદ્ધ વિમાનમાં એકાવતારી દેવ મોટી રિદ્ધિવાળો થાય છે, આપણા પહેલા તીર્થંકર ઋષભદેવ પૂર્વભવમાં સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવીને મરૂદેવા માતાની કુખમાં અવતરી નાભિ રાજાનું કુળ દીપાવ્યું હતું, મહાવીર પ્રભુ દશમા દેવલોકમાંથી માતાના ઉદરમાં આવ્યા હતા, ભોગાવળી કર્મ ન હોય તો પરણ્યા વિના નેમિનાથ પ્રભુ માફક બાલબ્રહ્મચારી સાધુ થાય છે, શાંતિનાથ કુંથુનાથ અરનાથ એ ત્રણે તીર્થંકર ૬૪ હજાર સ્ત્રીઓ પરણીને સંસાર સુખ ભોગવીને પણ સાધુ થયા છે, આ સાધુતા પ્રથમ ગૃહસ્થાવાસમાં પણ હોય છે, સદાચારી સંતોષી વિષય વાસનામાં અલોલુપી અને સંસારના સર્વ જીવો પ્રત્યે વાત્સલ્ય ધરાવનાર ગૃહસ્થ દીક્ષા લઇને શાસન દીપાવે છે, તેથીજ

**વત્થં ગંધમલંકારં ઈત્થીઓ સયણાણિઅ**
**અચ્છંદા જે ન ભુજંતિ ન સે ચ્ચાઈતિ વુચ્ચઈ**

જે માણસ રંક ભિક્ષુક દરિદ્રી પુણ્યહીન હોય તેથી તેને સારાં વસ્ત્રો સુગંધી દાગીના સ્ત્રી અને શયન (પથારી કે ઘર) નથી મળતાં તેમ ચોરી કરીને કેદખાનામાં પડીને પરવશ થઇ જે ભોગવતા નથી,

તેથી તે ત્યાગી સાધુ ન કહેવાય, પણ

**જે એ કંતે પિયે ભોએ, લદ્ધેવિ પિઠ્ઠી કુવ્વઇ**
**સાહીણે ચયઇ ભોયે, સેહુ ચાઇતિ વુચ્ચઇ**

જેમને ઉપરની સુંદર વસ્તુ સ્ત્રી વિગેરે મળ્યાં હોય છતાં તેને ન સ્વીકારે, તાબામાં હોય છતાં તેનો ઉપયોગ ન કરે તેજ ત્યાગી કહેવાય છે,

આ સાધું ભગવંતો ઋષિ મુનિ શ્રમણ ત્યાગી યતિ અણગાર માહણ ભિક્ષુ સંયમી વિગેરે અનેક પવિત્ર નામોથી પ્રસિદ્ધ હોય છે,

**"મેતારજ મુનિવર ધન ધન તુમ અવતાર–"**

એક (ચંડાલ જાતિના) સાધુની ઉત્તમ સાધુતાથી દેવેંદ્ર પણ દેવ સભામાં પ્રશંસા કરીને કહે છે, અને નમસ્કાર કરીને કહે છે કે ધન્યધન્ય તુમ અવતાર!

પ્રસન્નચંદ્ર ઋષિ પ્રણમું તમારા પાય!

ઢંઢણ ઋષિને વંદના હું વારી લાલ, ઉત્કૃષ્ટો અણગારરે હું એવા પણ મોટા જતિજી રે

ધન્ય ધન્ય શાસન મંડણ મુનિવરા!

મૃગાપુત્ર ઋષિ રાજ્યોજી રે–

આવા અનેક મુનિવરો આજ સુધી ચાલ્યા આવ્યા છે, અને પાંચમા આરાના છેડા સુધી કાયમ રહેશે, પોતે ગુરૂ આજ્ઞામાં રહી તરશે અને તારશે, તે પોતે રત્ન રૂપે છે, અને તેમના લીધે સંઘાડો ગચ્છ ગુરૂ કુળવાસ રત્નનો ખજાનો કહેવાય છે, છેલ્લા તીર્થંકર મહાવીર પ્રભુના સાધુવક્ર, જડ, કોઈ અંશે છે, પ્રથમ તીર્થંકરના ઋજુ જડ

છે, એટલે બંનેને ખુલ્લું સમન્વય તેથી પંચ મહાવ્રત બતાવ્યાં, વ્રતને યામ પણ કહે છે, અન્ય લોકમાં પણ યમ નિયમ છે, તેમ જૈનમાં મૂળ ગુણ તે મહાવ્રત છે, નિયમ તે ઉત્તરગુણમાં છઠ્ઠું રા.-ત્રિભોજન વિરમણવ્રત છે

**અહિંસા સત્ય મ ટેયં ત્યાગો મૈથુન વર્જનં**
**પચૈતાનિ પવિત્રાણિ સતાંધર્મઃ સનાતનઃ**

સનાતન હિંદુ હો કે કોઈ પણ ધર્મવાળો હો, સંસારથી ત્યાગી થએલ ગુરૂને આ પાંચ પ્રકારે પવિત્ર ધર્મ છે, તે અહિંસા સત્ય-વચન અચૌર્ય બ્રહ્મચર્ય અને પરિગ્રહત્યાગ છે, તે જૈનમાં વિશેષ પ્રકારે છે, તેને દશવૈકાલિક તથા આચારાંગ-સૂત્રમાં ખુબ વિવરીને સાધુ ચર્યા બતાવી છે, આ સાધુતાનું પચ્ચક્ખાણ કે પ્રતિજ્ઞા કરે-મિ ભંતે સૂત્ર છે, ગૃહસ્થોને બે ઘડીનું સામાયિક છે, તેમાં દુવિહેણં પાઠ છે, પોતે પાપ ન કરે ન કરાવે, મન વચન અને કાયાથી, પણ ન અનુમોદું એવું ન બોલે, કારણ કે સામાયિક લીધું હોય, ત્યારે પણ તેનો વેપાર, આરંભ, કે નફો ટોટો વ્યાજ જન્મ મરણ લાગુ છે, તેથી શુભ અશુભ આશ્રવો આવ્યાં કરે છે, ઘરમાં મુ-નિરાજને દાનદે, તે શુભાશ્રવ છે, ખેતીનો ધંધો વિગેરે કાયમ રહેતો આરંભનાં અશુભ આશ્રવ આવે, તેથી બને ત્યાં સુધી ઉત્તમ ગૃહસ્થ હમેશાં સાધુતા પ્રાપ્ત કરવાનો ઉદ્યમ કરે, કે મન વચન કાયાથી પાપ ન કરે ન કરાવે ન અનુમોદે, તેવી પ્રતિજ્ઞા કરે, બે ઘડીનું સામાયિક તો હમેશાં હોય છે, પણ પર્વતિથિ તે બે આઠમ બે ચૌદસ બે પુનમ અમાવાસ્યા તે છતિથિ જાણવી અથવા અજવાળી પાંચમ ગણીએ તો બે આઠમ બે ચૌદસ સાથે લેતાં પાંચ પર્વી

પૌષધ પણ ગણાય છે, આ આપૌષધથી શ્રાવક ને પુરૂષાર્થની સિદ્ધિ થાય છે, સંસારની બધી મળીને ૭૨ કળા છે, કે લાખો હુન્નર છે, તે બધામાં સર્વોત્તમ ધર્મ કળા છે, આ ધર્મ કળા તે સાધુતા છે, સાધુઓ લાકડાની સારી બાંધેલી કાણા વિનાની નાવ જેવા છે, તે સંસારમાં સંસારીઓના પરિચયમાં કોઇ અંશે કારણ વશે આવે તો પણ તેમાં "જળ પંકજ પરે રહે ન્યારા રે" તેથી તેઓ તરે છે, અને આશ્રે આવેલાને તારે છે, ફુટેલી નાવ જેવા પરિગ્રહ બોજાથી ડૂબેલા પત્થરની નાવ જેવા પોતે ડુબે છે, પરને ડુબાવે છે, અનેક નવા ધર્મ પામેલાને અધર્મ પમાડે છે, તેમને 'કુ ગુરૂ' નામથી શાસ્ત્રકારે વર્ણવ્યા છે, તેથી સાધુ શ્રાવક સુતી વખતે નિત્ય યાદ કરે છે કે જાવજીવં સુ સાહુણો ગુરૂણો, પંચમ કાળમાં કાળના દોષોથી કુગુરૂના સમુદાય જોવાય, અને સુ ગુરૂ વિરલા હોય, તો તેવા વિરલા સુવિહિત સાધુની શોધમાં રહેવું, આજ કારણે આત્માર્થી જીવને અપવાદ માર્ગે દશવૈકાલિકની ચૂલિકામાં એકલા વિચરવાની આજ્ઞા પણ આપી છે, તેથી કોઇ પણ સાધુએ તેનો ઉપયોગ ન કરવો, અલ્પ દોષ તો કેવળી ભગવાન સિવાય સર્વે છદમસ્થને હોય, પણ તેટલા ખાતર એકલા ગમે ત્યારે સંઘાડો છોડીને નીકળી જવું નહિ, એકલા રહેવાથી સાધુને દોષ છે, એમ નહિ પણ આચાર્ય સુધાંને પણ પાંચથી ઓછા રહેવાનું નથી, ખાસ કારણે બે ત્રણ ફરી શકે, વ્યવહાર સુત્ર અને બૃહત્કલ્પ સૂત્ર આ બંને સાધુના ઉત્સર્ગ અપવાદ માર્ગ બતાવનારાં મહાસૂત્રો છે, તેમાં પણ વ્યવહાર સૂત્રને ભાષ્યકાર દશમા ઉદ્દેશામાં બાર અંગનું નવનીત કહે છે, જેમ દૂધમાંથી દહી બનાવી માંખણ કાઢી લે છે, તેમ બાર અંગમાંથી સાર રૂપ ભદ્રબાહુ

સ્વામીએ આ સૂત્ર ઉધ્ધર્યુ છે, બૃહત્કલ્પસૂત્રમાં સાધુનો આચાર એવી રીતે વર્ણવ્યો છે કે કલ્પવૃક્ષથી જુગલીયાં જે અનુપમ સુખ ભોગવે છે, તેમ આ બૃહત્કલ્પસૂત્ર ભણેલા ગીતાર્થ મુનિઓ બંને પ્રકારે આલોક પરલોકનાં સુખો ભોગવે છે, આ સુખ તે વિષય ભોગનું નહિ, પણ પરમાનંદ મય પવિત્ર જીવન ગુજારનારા જિન કલ્પી મુનિઓ કે અણશણ કરેલા ઉત્તમોત્તમ પાદોપગમનાદિ અણશણ કરેલા મુનિવરોનું વ્યાખ્યાન સાભળતાં પણ ભવ્યાત્માને ઘણો આનંદ થાય છે, આચારાંગ વિગેરે સૂત્રમાં કે ઉત્તરાધ્યયન સૂત્રનાં ૩૬ અધ્યયનો ઋષિભાષિત કહેવાય છે, તે વાંચતાં સાધુતાની ભાવના હૃદયમાં સાધુપદ આરાધકને હમેશાં કાયમ રહે છે, પ્રત્યેક બુદ્ધ સ્વયંબુદ્ધ સ્થવિર કલ્પ આરાધકનાં વર્ણનો કે કલ્પાતીત તીર્થંકર દેવની સાધુતાનાં વર્ણનો કલ્પસૂત્રમાં બતાવ્યાં છે, તે વાંચતાં પરિસહ સહન કરનારા મુનિઓનાં ચિત્રો પણ જોવાં જોઇએ, નવ પદનું મંડળ ચિત્રાય છે, અથવા નવપદમાં પાંચ પદનાં ચિત્રો પરમ સાધુતા બતાવનારાં અવસ્યે જોવાં જોઇએ.

મહાવીરપ્રભુ સાધુ હતા, ત્યારે સાધુપણામાં ચંડકોશીયા સર્પનું વર્ણન વાંચતાં તેનું ચિત્ર જોતાં હૃદયમાં પવિત્રભાવના થાય છે, માટે નવપદજીના ગટામાં જેટલું ધ્યાન રહે તેટલું સારૂં છે, ક્ષમાશ્રમણ પદ તીર્થંકર તેમજ પાંચે પરમેષ્ઠિને કહેવાય છે, તેમાં ક્ષમા તે શાંતિ આર્જવ માર્દવ આદિ યતિ ધર્મના દશ ગુણો તથા સ-તર પ્રકારના સંયમ ધર્મને પાળનારને વારંવાર સ્મરણમાં લાવવા, તેમજ સાધુના ૨૭ ગુણોમાં છેલ્લો ગુણ મરણાંત કષ્ટ આવે તો પણ સાધુતા ન મુકે, ' ન 'મનમાં કલેશ લાવે તેવા ઉ-તમો-તમ ગુણ

ધારક સાધુઓના ચરિત્રો વાંચવાં, તેટલા ખાતરજ ૬૩ શલાકા પુરૂષનાં ચરિત્ર હેમચંદ્રાચાર્યે રચ્યાં, વળી પરિશિષ્ટ પર્વમાં મહાન્ આચાર્ય ઉપાધ્યાય સાધુનાં વર્ણન લખ્યાં સાધુ શબ્દનો અર્થ જીવનની પ્રત્યેક ક્ષણ સાધ્ય વસ્તુ જે મોક્ષ તેની સાધના માટેજ હોય, યતના (જયણા) થી વર્તે તે જતિ, દુઃખ સુખનો શ્રમ સહન કરે તે શ્રમણ છે, સંયમ પાળે તે સંયમી છે, માષતુષ જેવા મુનિઓનો દ્દષ્ટાંત ખાસ વિચારવા જેવો છે, ગુરૂએ તેમના વિનય ગુણથી પ્રસન્ન થઇને ઘણો શ્રમ લઇને ભણાવવા પ્રયત્ન કરવા છતાં મારૂષ માતુષ ન ક્રોધ કર, ન પ્રસન્ન થઈ રાગ કર, આવાં બે સાદાં વાક્યો પણ યાદ ન રહેતાં ફક્ત પોતાના ગામમાં વપરાતાં અનાજ માષ તે અડદ અને તુષ તે ફોતરાં કે વ્યર્થ વસ્તુજ ફક્ત તે એને યાદ રહી, પણ બહુશ્રુતો કહે છે કે તેટલાથી તેમને વિનય ગુણથી કેવળ જ્ઞાન પ્રકટ થયું અને મોક્ષમાં ગયા, તેથી સાધુઓને રાત દિવસ બીજા સાધુઓની વૈયાવચ્ચ કરી કર્મ ખપાવવાનાં છે, અને પર્યાય સ્થવિર ગુણ સ્થવિર કે વય સ્થવિરનો યોગ્ય રીતે વિનય કરવો અને બહુમાન કરી તેમને સમાધિ પમાડવી, ૨૦ વર્ષની દીક્ષાવાળા પર્યાય સ્થવિર છે, જ્ઞાન દર્શન ચરિત્ર ગુણમાંજ બહુ વધેલા ગુણ સ્થવિર છે, અને વયસ્થવિર ૬૦ વર્ષ ઉપરની ઉમરના છે. તેવા સાધુઓની વૈયાવચ્ચ કરવાથી તથા બહુમાન કરવાથી ઘણી નિર્જરા થાય છે.

શત્રુંજય ગિરનાર આબુ અષ્ટાપદ સંમેતશિખર વિગેરે ઘણાં પ્રભાવક સ્થાવર તીર્થો છે, ત્યાં જવાથી ઘણા ભવ્યાત્માઓને ઉત્તમ પુરૂષોના સંગથી લાભ થાય છે, પણ ગામ શહેર નગર છાવણી પરાં

વિગેરેમાં વિહાર કરનારા ભેદભાવ રાખ્યા વિના સર્વને સમાન બોધ તે દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને અનુસરી ઉપદેશ આપનારા બોલે તેવું પાળનારા મુનિઓ સાક્ષાત્ જંગમ તીર્થ છે, તેમના દર્શનથી, તેમ તે વંદન કરવાથી તેમનું બહુમાન કરવાથી તેમને ચારિત્ર જ્ઞાન દર્શન આરાધવા માં સહાયક વસ્તુની યોજના કરવાથી કે યોગ્ય ઉપકરણો આપવાથી અનેક ભવ્યાત્માઓ તીર્થમાં ગયા વિના પણ સુગતિના ભાજન થયા છે.

બળદેવ ઋષિએ મહાન્ તપ કરી સમકાધારી જંગલમાં ચારિત્રમાં ઘણો કાળ નિર્ગમન કરી મહાપુણ્ય બાંધ્યું, પણ તેટલુંજ પુણ્ય તેમને ગોચરી એકજ વખતે આપવાની ભાવના કરનાર કઠીઆરે ઉત્તમોત્તમ મુનિના સંગથી બાંધી લીધું, હરણીયે નથી પાળ્યું ચારિત્ર, આપી નથી ગોચરી, પણ ફક્ત બંનેને ભેગા કરી આપવાની દલાલી કરી, આ ત્રણે ભવ્યાત્માઓ અડધું કાપેલું ઝાડ પવનના ઝોકાથી પડી જતાં તે ત્રણે દબાઈ શુભ ભાવનાથી મરીને પાંચમા દેવલોકમાં ગયા.

સાધુ કોઈ અંશે વિશેષ ઉત્તમ છે, પણ સાધુએ ઉ મતા મેળવીને ગૃહસ્થોને હલકા ગણવા નહિ, તેમ નિંદવા નહિ, કારણ કે સાધુના સર્વસ્વ નિર્વાહનું સ્થાન ગૃહસ્થો છે, આણંદ કામદેવ શ્રાવકો તથા રેવતી સુલસા શ્રાવિકાઓ વીરપ્રભુએ વખાણી છે સંપ્રતિ રાજાનો જીવ પ્રથમ ભિક્ષુકમાંથી સાધુ થઈ સાધુતામાં વૈયાવચ્ચ થવાથી તેને અનુમોદીને મહાભાગ્યશાળી ચક્રવર્તિ જેવો ધર્મ પ્રભાવક રાજા થયો, અને રાજ્ય અવસ્થામાં દીક્ષા ઉદય ન આવવાથી તીર્થંકર પ્રભુએ બૃહત્કલ્પમાં નિષેધ કરેલા અનાર્ય દેશમાં પણ

હજારોની સંખ્યામાં બનાવી ધર્મ દીપાવ્યો અને ઉપશમ રસના કંદ સમાન મૂર્તિઓ સવા કરોડ ભરાવી. હાલ પણ આપણે ભરહેસરની સઝાયમાં તેવા ઉત્તમ પુરૂષોના ગુણ ગ્રામ કરીએ છીએ, એટલે સાધુઓ ખીલેલાં ફુલની કળી જેવા છે, તેમાંથી જેમ જેમ સુગંધી ૩૫ સિદ્ધાંતના હિત વચનો નીકળે; તે ભવ્યાત્માએ સાંભળી વીતરાગ પ્રભુની આજ્ઞા આરાધીને યથાશક્તિ ચારિત્ર કે દેશવિરતી સ્વીકારવી, તે પણ ઉદયમાં ન આવે તો દેવગુરૂ પ્રત્યે નિર્મળ ભાવ રાખવો, તે ન બને તો ભદ્રક પરિણામવાળા થવું, શોક જેવા ગૃહસ્થો પોતે ડુબેલા છતાં સાધુનાં છતાં અછતાં દૂષણો વારંવાર લક્ષમાં લેઇને પોતાનું આ લોક પરલોકનું હિત ન બગાડે, માટે સાધુપદ આરાધનારે સુ ગુરૂ શોધીને આત્મ કલ્યાણ કરવું, વિચાર ભેદથી દૂષણો જણાય તો મધ્યસ્થ રહેવું, લજ્જામાં રહી થોડું સંયમ પાળનારો પણ કોઈ વખત પોતાની ભૂલો જોઈ પશ્ચાત્તાપ કરી તરશે, શેલક રાજર્ષિ ઉત્તમ હતા, પછી અધમ થયા, પાછા નિર્મળ થઈ અણસણ કરી સિદ્ધાચળમાં મોક્ષમાં ગયા, ચકડોળ ફરવા માફક મનના તરંગોથી ચિત્ત ડોલાયમાન થતાં પડી જવા જેવો થાય, તોપણ ભવ્યાત્મા સાધુ શ્રાવકો તેને સ્થિર કરવા પ્રયત્ન કરે તે ખરેખરી સાધુતાની અનુમોદના છે આ સાધુના ૨૭ ગુણો હોવાથી ૨૭ ખમાસણાં, ૨૭ લોગસ્સનો કાઉસગ્ગ ૨૦ નમોલોએ સવ્વસાહુણંની માળા, સાધુ નવા દીક્ષિત ચારિત્રમાં પ્રમાદવશથી બહુ અતિચારો લગાડવાથી શ્યામ વર્ણવ્યા છે તેથી અડદનું આંબીલ કરવાનું છે.

---

લેખક અને પ્રકાશક: મુનિ માણેક—સુરત

**મુદ્રક: નટવરલાલ મૂ. વીમાવાળા 'ગાંડીવ' પ્રેસ ફેળાંપીઠ, સુરત.**



# (૬) શ્રી સમ્યગ્દર્શન પદ આરાધન

આ આપણા જીવને સંસારી સગાં બહુ વહાલાં લાગે છે માતા,પિતા, ભાઇ, બેન, મિત્ર, શેઠ સહાયક સર્વે આનંદ આપનારાં છે, વાછરડું માતાને સાંજે જુએ છે, ત્યાં કેટલો આનંદ થાય છે? તે અનુભવ વિના ન જણાય. આ બધાં આ લોકનાં હિતકારી છે, પણ પરલોકના હિતકારી તીર્થંકર દેવ કેવળ જ્ઞાની, મહાપુણ્ય યોગે મળે છે. જ્યારે તીર્થંકર પ્રભુ માતાના ઉદરમાં આવે છે, ત્યારે અવધિજ્ઞાને ઇંદ્ર જુએ છે, ત્યાં તેની રોમરાજી એકદમ આનંદથી ખીલી ઉઠે છે. કલ્પસૂત્રમાં ૮૨ દિવસના મહાવીર પ્રભુને દેવાનંદા બ્રાહ્મણીના કુખમાં અવધિજ્ઞાને જોતાં સૌધર્મઇંદ્રને કેટલો આનંદ થયો તે સર્વે સાધુ ભગવંતો કે શ્રાવકો જાણે છે, શક્રેંદ્ર આસન ઉપરથી તુર્ત ઉતરીને પ્રભુના સામે સાત આઠ પગલાં જઇ નમસ્કાર કરી નમુત્થુણંનો પાઠ બોલે છે, ત્યાં પ્રથમ પાઠ આજ સુધી જે તિર્થંકરો થઇ ગયા છે, અને સિદ્ધ ભગવંતો છે, તે બધાને નમસ્કાર કરીને પછી ચરમતીર્થંકર મહાવીર દેવને ઉદ્દેશીને જે પદો કહે છે તેમાં વિશેષ એટલું છે કે "તમે મોક્ષપદ લેવાની ઇચ્છાવાળા છો!" આ પદથી આપણને સૂચવ્યું કે આપણે બધાને બધાં સુખો

મળેલાં હોય, છતાં તેમાં ન રાચતાં ફક્ત મોક્ષનું લક્ષ રાખવું જોઇએ. આ મોક્ષનું લક્ષ ભવ્યાત્માને જ થાય છે, અભવ્ય-આત્મા કદી દીક્ષા પણ લે, શાસ્ત્રો પણ ભણે, સિદ્ધાંતદ્વારા અનેક ભવ્યાત્માઓને મોક્ષમાં કે સુગતિમાં પહોંચાડે, છતાં મોક્ષના સુખનું લક્ષ તેને એક રોમમાં પણ ન થાય. જો કોરડુ મગ અગ્નિથી ચડે, તોજ અભવ્ય આત્મા મોક્ષની ભાવના કરે, પણ આ અભવ્ય જીવો એટલા બધા ઓછા છે કે આપણાં શાસ્ત્રો તપાસતાં તે આંગળીના ટેરવા જેટલા પણ મહાવીર પ્રભુના તીર્થમાં થયા નથી. સંગમ દેવતા કાલકસૂર કસાઇ કે પ્રભુના કાનમાં ખીલા ઠોકનાર ગોવાળ વિગેરે જુજ છે. તેમને તીર્થંકરના દર્શનથી કે સાધુના બોધથી આનંદ ન આવે, કદાચ આનંદ ઉપરથી દેખાડી લોકમાં પૂજાવા ખાતર ચારિત્રપણ લઇ સિદ્ધાંત ભણે ભણાવે, છતાં તેની અંતરંગ શ્રદ્ધા વિના તે મોક્ષમાં ન જાય, પણ દેવલોકનાં મહાન્ સુખોનું વર્ણન સાંભળી ચારિત્ર સારી રીતે પાળવાથી તે નવગ્રૈવેયક સુધી જઇ શકે, એમ શાસ્ત્રકાર ભગવંતો કહે છે, પરંતુ સાધુ દેખીને દ્વેષ કરે, કે તીર્થંકરના દર્શનથી ઉલ્લાસ ન પામે તે બધા અભવી છે, એમ ન બોલવું, તેમ ન માનવું. તેની પરીક્ષા તો ફક્ત તીર્થંકર કે કેવળી ભગવાનોજ કરી શકે, પણ બાકીના કેટલાક દેવગુરૂની આશાતના કરીને દુર્લભ બોધિ થાય છે, કે ઘણો કાળ ભમનારા થાય છે, છતાં ગોશાળા જમાલિ જેવા પણ મોક્ષમાં જનારા છે, એમ સમજીને આપણે બને તો બોધ આપીને સમજાવવા, નહિ તો મૌન ધારણ કરવું.

ઉપદેશોહિ મૂર્ખાણાં પ્રકોપાયન શાંતયે
પયઃપાનં ભુજંગાનાં કેવલં વિષ વર્ધનં ॥

મૂર્ખાને ઉપદેશ દેવા જતાં તેને શાંતિને બદલે કોપ થાય છે, જેમ સાપને દૂધ પાઓ તો તેને વિષજ વધે છે. મૌનં શ્રેયં સાધૂનાં, મુનિશબ્દના બે અર્થ છે: તત્વોને જાણે તે મુનિ છે, અથવા ત્રણ જગતને તૃણ માફક માને છે, ફક્ત મોક્ષની અભિલાષા રાખે છે, તે મુનિ છે, આ મુનિનું સર્વસ્વ હિત મૌનજ છે, આ મુનિઓ ફક્ત આત્મ હિતમાંજ મચ્યા રહે છે તેમને સંસારની કોઇ જાતની પીડા હોતી નથી.

ફીકર સબકો ખા ગઈ ફીકર સબકા પીર
ફીકરકી ફાકી કરે સોહી કહેવે ફકીર

આ જગતમાં સંસારની ચિંતા બધાને ખાઇ ગઈ છે અર્થાત્ ઇંદ્રો સુદ્ધાં દુ:ખીયા છે: કે આ ઇંદ્રાસન કોઈ પણ વખતે છોડીને મારે માતાના ગર્ભમાં જવું છે. એટલે ફીકર બધાનો પીર: અર્થાત્ મુરબ્બી ગુરૂ રાજ્યાધીશ છે, તે ફીકરને ત્યાગે, ખાઈ જાય, તેવો સાચી સમાધિવાળો પુરૂષ તે ફકીર કે સાધુ છે, સાધુ ભગવંતોમાં નમિ રાજર્ષિનું ચરિત્ર ઘણું પ્રખ્યાત છે. ઇંદ્રે બ્રાહ્મણના વેષે પરીક્ષા કરી તે ઉત્તરાધ્યયનના નમિ રાજર્ષિ અધ્યયનમાં જોવું, કે, તે પ્રમાણે વર્ત્તતાં સંસારની પીડા તે સાધુને બીલકુલ લાગે નહિ—

આ સાધુતા જેટલી નમિ રાજર્ષિને પ્રાપ્ત થઇ, તેવી બીજા બધાને પ્રાપ્ત થવી દુર્લભ છે, તેથી જિનેશ્વર દેવે નિશ્ચય માર્ગ સાથે વ્યવહાર માર્ગ પ્રધાન બતાવ્યો. એક માણસને રોગ થાય તો તે વેદી નવાં કર્મ ન બાંધે તો કેવળ જ્ઞાન પામી મોક્ષમાં જાય, તે નિશ્ચય માર્ગ છે, પણ રોગમાં ગાંડો બનીને પોતે બીજાને મારે અને પોતે દુ:ખી થાય, તેને ખાતર દવા લેઈ શાંતિ મેળવી ધીરે ધીરે

કર્મ ખપાવીને કેવળ જ્ઞાન પામી મોક્ષમાં જાય, તે વ્યવહાર માર્ગ છે. આ નિશ્ચય અને વ્યવહાર સાથે લઇએ તે સ્યાદ્વાદ માર્ગ છે. આ જિનેશ્વરે કહ્યો, એટલુંજ નહિ પણ પોતે ઉપયોગમાં લીધો. જ્યારે ગોશાળાની તેજ્યુલેસ્યાથી લોહી ઠાણ ઝાડો (મરડો) થયો, તે સમયે ભગવાન કેવળ જ્ઞાની સમતાથી તે દુઃખ સહન કરતા હતા, પણ ભગવાન મહાવીરના શિષ્યને ગોશાળાના શ્રાવકે કહ્યું કે તારો મહાવીર તો મરડાનું દુઃખ ભોગવી નરકમાં જવાનો છે, ત્યારે તે ત્યાંજ રોવા લાગ્યો. પ્રભુએ કેવળ જ્ઞાનથી જાણીને તુર્ત પોતાના બીજા શિષ્યને મોકલી તેને બોલાવી તેનું મન સંતોષ કરીને તેની પાસેજ રેવતી શ્રાવિકાને ત્યાંથી ઘોડા માટે બનાવેલો ભૂરા કોળાનો પાક મંગાવી વાપર્યો, અને રોગને શાંત કર્યો. આ પ્રમાણે સનત્-કુમારે સમતાથી રોગ સહન કર્યો, તેમ મહાવીર પ્રભુએ દવા પણ લીધી, છતાં રાગ દ્વેષના અભાવે કર્મ ન બંધાવાથી મોક્ષમાં ગયા. તેમ દરેક સાધુસાધ્વી શ્રાવક શ્રાવિકા કે અજૈનબંધુ સંસારમાં રહીને ફક્ત પરમાર્થનું ધ્યાન રાખી વર્તે, જગત માત્રનું ભલું કરે, અને રાગદ્વેષ ઘટાડી સંપથી વર્તે, તો આખું જગત જૈનધર્મી છે, એમ કોણ ન કહે? ભલે પોતે અજૈન કહેવડાવે, પણ પરમાર્થી જીવન ગુજારે તે ખરો જૈન હોવાથી તે જૈનજ છે, આજ કારણે પ્રભુ કહે છે કે

સવી જીવ કરૂં શાસન રસી, એવી ભાવ દયા જેણે મન ઉલસી—જગતનું ભલું કરવાની ભાવના તે ગુણાનુરાગ મધ્યસ્થ દષ્ટિ છે, પણ જ્યારે વિવેક ચક્ષુ ખુલતાં અધિકધર્મ આદરવાની ભાવના, શ્રદ્ધા થાય, જીવ અજીવનું ઓળખાણ થાય, પુણ્ય પાપ સમજાય, આશ્રવ

સંવરમાં સંસાર મુક્તિ સમજાય, સમભાવે કર્મ શુભઅશુભ ભોગવાઈને સકામનિર્જરા થાય, તેને બંધ ન હોય, ફકત મોક્ષજ લક્ષમાં રહે. એ નવ તત્વમાં જીવ અજીવ જાણવા જોગ છે. પુણ્ય સંવર નિર્જરા મોક્ષ આદરવા યોગ્ય છે, પાપ બંધ આશ્રવ ત્યાગવા જોગ છે, છતાં આશ્રવ એટલે સદ્‌ગુણ ઉપર રાગ અને સજ્જનની સેવા કે દુઃખીઓનું દુઃખ દૂર કરવાની કૃતિ કોઇ અંશે આશ્રવ કે બંધ છતાં પણ સમય આવે આદરવી પડે છે; તો આદરવાની આજ્ઞા પણ છે. ઉતમ સાધુ તો દૂર રહો, પણ અધમાત્મા સાધુતાથી ભ્રષ્ટ, એવાની પણ જરૂર પડતાં તેજપાળ પ્રધાનના માણસોએ તેના જ્ઞાનથી પ્રસન્ન થઈ તેને સાધુ વેષ પહેરાવી પ્રધાનની આરાધના કરાવી. પ્રધાન બહુમાનથી વાંદી પાપની આલોચના કરી લડાઇમાં કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત લઈ સુગતિમાં ગયો, અને તે વંદન અને બહુમાનથી પ્રધાનના માણસોએ આપેલો વેષ કાયમ રાખી નિર્મળ ચારિત્ર પાળીને તે અધમ પુરૂષ પણ સુગુરૂ બનીને સુગતિમાં ગયો.

એટલે આ જૈનદર્શનમાં રહેલા ભવ્યાત્માને કે તેની સોબતમાં રહેલા ભદ્રક અજૈનને પણ આ ગુણાનુરાગ દૃઢ થતાં તે સમ્યગ્‌દર્શન પામેલો કહેવાય છે. દર્શનનો અર્થ અહિં પ્રભુના વચનમાં વિશ્વાસ, આસ્થા, આકીન, જાણવો.

તેના અનેક ભેદ છે, ક્ષાયિક એટલે પ્રભુના વચનમાં જરાપણ શંકા ન લાવે, અને મોક્ષને માટેજ પ્રયત્ન કરે. તે તેજ ભવમાં મોક્ષમાં જાય. સમ્યકત્વ, સમકીત, એ તેનાંજ નામો છે, તેનો બીજો ભેદ ક્ષય ઉપશમ છે. હૃદયમાં સંસાર ભાવનાની મલિનતા થોડી ક્ષય હોય, થોડી શાંત હોય, તે ધર્મમાં દૃઢતા રાખે, પણ વખતે

શંકા પણ થાય, તેથી તે ક્ષય ઉપશમ છે, ત્રીજો ભેદ ઉપશમ છે. ક્ષય ઉપશમમાં અને ઉપશમમાં ભેદ એટલો છે કે પ્રદેશ એટલે તદન સૂક્ષ્મ, ઝીણા ભાગો ઉદયમાં હોય તે ક્ષય ઉપશમ છે, અને તે પણ ઉદયમાં ન હોય તે ઉપશમ છે,

જ્ઞાની ભગવંતો બાળજીવ માટે દષ્ટાંત આપે છે કે વરસાદનું કાદવવાળું પાણી નદીમાંથી લાવી કાચની બાટલીમાં ભરી મૂકે તેમાં પ્રથમ રજકણો બીલકુલ નીચે બેસે તે ઉપશમ છે, પણ હલાવે, ડોળું પાણી થાય માટે પ્રથમથી વરાળ કરી ઠંડી પાડે તો નિર્મળ પાણી થાય તે ક્ષાયિક છે, પણ મેલ નીચે બેઠા છતાં ઝીણા રજ-કણો ઉપર નીચે જાય તો ક્ષય ઉપશમ છે. આની સાથે સાસ્વાદન સમકીત છે, તે સમ્યકત્વ પામીને પાછું વમી જાય, સંસારનો લાલચુ થાય, અને ધર્મનો અનાદર કરતાં મનમાં ધર્મનો જરા રસ આવે તે દૂધપાક ખાઇને ઉલટી કરતાં મોઢામાં મીઠાશ રહી જાય તેવો છે, પણ તે નિંદનીય છે. આ સિવાય પાંચમું વેદક એક સમય અથવા તદન જુજ કાળનું છે, તે જ્ઞાનીજ જાણે, માટે ક્ષય ઉપશમ, ઉપશમ અને ક્ષાયિક વિશેષ જાણવા જેવાં છે.

સ્યાદ્વાદ મુદ્રા અર્થાત્ આ સમ્યકત્વ પામેલો જીવ સ્યાદ્વાદને સમજે છે, અને સ્યાદ્વાદને સમજે તેજ સમ્યકત્વી થઇ શકે. નાના બાળકો કે ઓછી બુદ્ધિવાળા ન સમજે તો વડીલને આધારે રહેતો પણ સમ્યકત્વી કહેવાય. પણ તે અલ્પકાળ શ્રદ્ધા રહે, માટે બને ત્યાં સુધી જ્ઞાન ભણી દઢ સમ્યકત્વી થવું તેથી કહેવું પડયું કે

નાણેણં મુણી હોઇ-જ્ઞાનથીજ મુનિ ગણાય છે,

આંધળો દેખતાની વાંસે ચાલે છતાં ખાડામાં પડવાનો ડર છે, માટે

બને ત્યાં સુધી જૈન અજૈને જૈન તત્વજ્ઞાનના ગ્રંથો રાત દિવસ વાંચવા જોઇએ. કેટલાએ શબ્દો એવા રૂઢ છે કે જૈનોજ સમજી શકે, પણ તેના બરોબર ગુજરાતી અર્થનો કોશ તૈયાર કરાય તો ઘણા લોક જૈન ધર્મની શ્રદ્ધાવાળા થાય. ૪૦ કરોડ જૈનોમાંથી અત્યારે બાર લાખથી પણ ઓછા સમ્યગ્દર્શની છે, તેમનામાં પણ અઢાર પાપસ્થાનનું સ્વરૂપ સમજનારા વિરલાજ છે. જૈન તત્વ જ્ઞાનને સરકારી જાહેર નિશાળોમાં નહિ લેવાથી અને

ઓ ઇશ્વર તું એક છે, સરજ્યો તેં સંસાર
પૃથ્વી પાણી પર્વતો તેં કીધાં તૈયાર—
નાસ્તિક નરની આગળે આસ્તિક ઉચરે એક
જે જે સરજયું જગદીશે, વિધવિધ કરી વિવેક.

વિગેરે વચનો પ્રભુ ઉપર શ્રદ્ધા કરવાને માટે કહેવાય છે. પણ જ્યાં જૈન ધર્મનું તત્વ જ્ઞાન ભણે, સ્ટષ્ટિ અને તેના પદાર્થો અને તેમાં રહેલા અનેક ગુણો કુદરતી કે સ્વભાવિક જાણે, ત્યારે તેને એ વચનો ઉપર હાંસી આવે છે. પ્રભુકર્તા છે, પણ શાનો? તે સમજવા માટે દરેકે વિચારવું, પ્રભુ એટલે સાકાર કે નિરાકાર? જો સાકાર માનીએ તો તીર્થંકર છે, અને તે ફક્ત ઉપદેશજ આપે છે. વર્તવું તો દરેકે પોતાની બુદ્ધિ અનુસાર છે. જો બુદ્ધિનો દુરૂપયોગ કરી પાપ કરે તો દુઃખી થાય, તેમાં પ્રભુ શું કરે? આ-ટલો વિવેક થાય તે સારૂ જૈનોએ સરળ ભાષામાં ક્રિશ્ચિયનો માફક ટ્રેકટો છપાવી જગતને વહેંચવાં જોઇએ કે દઢ શ્રદ્ધા થાય.

જૈન દેરાસર અને મૂર્તિઓ સમ્યગ્ દર્શનનું સાધન છતાં તેમાં રહેલા જિનદેવ કેવા ઉપકારી છે, તેમનું વર્તન કેટલું ઉંચું

અને જગદુપકારી હતું, તે સમજ્યા વિના ઘણા શ્રદ્ધા છોડી દે છે, તેથી જેટલા પૈસા દેરાં મૂર્તિ માટે ખરચાય, તેટલા પૈસા કે તેથી વધારે પાઠશાળામાં ખરચવા જોઇએ. અભ્યંતર ગુણો ઓળખીને જે વીતરાગ પ્રભુના ભક્ત બન્યા છે તે પ્રાણાંત કષ્ટે પણ અર્જુન માળી માફક નિર્મળ ચરિત્ર પાળી મહા પાપ કર્યાં છતાં છ માસમાં કેવળ જ્ઞાન પામ્યા છે.

ચાર હત્યારા નર પર દારા, દેવગુરૂ દ્રવ્ય ચોરીખાવે
ચૈત્રી કાર્તિકી પુનમ યાત્રા, તપ જપ ધ્યાનથી પાપજલાવે
ચંદ્રશેખર નિજભગિની ભોગી, તે પણ એ ગિરિ મોક્ષે જાવે

આ બધું વીરવિજય મહારાજ પૂજામાં લાવતાં પહેલાં પહેલી કડીમાં લખી દીધું કે "ગિરિવર દર્શન વિરલા પાવે, પૂરવ સંચિત કર્મ ખપાવે" આ વચન સમજવાની જરૂર છે. ગિરિવર એ પહાડ, ઉપર તો લાકડાં, ઘાસ, લેવા ઘણા માણસો ચડે છે, જૈનો કે જૈનેતર લાખોની સંખ્યામાં દર વરસે જાય છે, પણ તેમાં દર્શન તો કોકજ પામે છે, કારણ કે અંતર આત્માની ઓળખાણ વિના પરભવનું જ્ઞાન થતું નથી. હું કયાંથી આવ્યો, કયાં જઇશ, શું કર્યું, કેટલું કરવાનું તેમાં કેટલું કર્યું તે સમજવું જોઇએ. સમજીને તેમાં શ્રદ્ધા થાય, તો ટકી શકે. આ દર્શનનું મહાત્મ્ય કેટલું છે કે—

દંસણ ભટ્ટા ભટ્ટા દંસણ ભટ્ટસ્સનત્થિનિવ્વાણં
સિજ્ઝંતિ ચરણ રહિયા દંસણ ભટ્ટાન સિજ્ઝંતિ

દર્શન કે જૈન ધર્મથી ભ્રષ્ટ થયેલા તે ખરેખર ભ્રષ્ટ છે, દર્શનથી ભ્રષ્ટ થએલાને મોક્ષ નથી, કદાચ અશુભ કર્મના ઉદયથી ચારિત્રથી પતિત થાય, પણ જો જૈન ધર્મમાં ગૃહસ્થ તરીકે રહેશે

તો મોક્ષમાં જશે, પણ દર્શનથી ભ્રષ્ટ થએલો મોક્ષમાં નહિ જાય.

આવાં અનેક વ્યાખ્યાનોદ્વારા સમ્યગ્દર્શનનું મહત્વ સમજીને ભવ્યાત્માએ દર્શનપદ આરાધતાં જૈનોને ધર્મમાં સ્થિર કરવા, અજૈનોને ધર્મમાં જોડવા, આ દર્શન પદના ૬૭ ભેદો છે તેની સઝાય યશોવિજય ઉપાધ્યાયની બહુ સારી છે તે વારંવાર વાંચવી. ૬૭ લોગસ્સનો કાઉસગ્ગ ૨૦ માળા નમો. દંસણસ્સ ૬૭ ખમાસમણાં અને આ નિર્મળ આત્માનો ગુણ હોવાથી ચોખાનું આંબીલ કરવું, જ્ઞાન અને દર્શન એ બન્નેમાં પ્રથમ જ્ઞાન કે દર્શન એ શંકા લાવવાની જરૂર નથી. મતિશ્રુત જેમ સાથે રહે છે, તેમ આ જ્ઞાન દર્શન સાથે રહે છે. શ્રદ્ધાપૂર્વક જે બોધ તે જ્ઞાન છે, અને જ્ઞાને સમજીને જે શ્રદ્ધા કરે તે સમ્યગ્દર્શન છે.



# (૭) શ્રી જ્ઞાનપદ આરાધન–

ભવ્યાત્માને જ્ઞાનપદ આરાધન કરતાં જ્ઞાન એટલે શું આ વિચાર થવો જોઇએ, જ્ઞાન એટલે જાણવું, વિચારવું સમજવું ઓળખવું ભણવું ભણાવવું સમજાવવું નિશ્ચય કરવો, ધારણા કરવી, આ બધી વાતો બધાએ જાણે છે તેથી જ્ઞાન દરેકને છે, કુતરૂં ધણીને કે રોટલો આપનારને દેખીને પૂછડી હલાવી હરખથી જુએ, નાનું બાળક માતાને દેખીને પ્રસન્ન થાય છે, કીડી ઘીની ગંધ આવતાં છિદ્ર શોધીને હજારોની સંખ્યામાં ઘુસી જાય છે, આ બધી ક્રિયા સમજીને થાય છે, પ્રયોજન વિના પશુપક્ષી માછલાં કીડા કોઇ પણ પ્રાણી હાલતાં ચાલતાં નથી, રાત દિવસ બધા જીવોનો વ્યાપાર:

ચાલુ છે, ખાવું પીવું ફરવું હરવું સઘળી ક્રિયામાં જ્ઞાનનો ખપ પડે છે, નખ લેતાં જો હજામ જીવતો કાપે તો લોહી નીકળે છે, દુઃખ થાય છે, તેથી હજામ ઉપર ક્રોધ થાય છે, જોઇતો સત્કાર ન થાય તો આપણને અપમાન લાગે છે, હરીફ આવે તો શક્તિના અભાવે કપટ કરવું પડે છે, ખાવાનું ઘરમાં ઘણું હોય તો સંગ્રહ કરવાની ઇચ્છા થાય તે લોભ કહેવાય છે, છતી વસ્તુ બીજાને ન આપીએ તો મૂર્છા કહેવાય છે, આ બધી ક્રિયાઓ કે વિચારોમાં જ્ઞાન કામ લાગે છે, સમજવું તે ચેતના અને સમજીને કરવું તે ક્રિયા છે, આ જ્ઞાન તથા ક્રિયાનો સદુપયોગ તે સમ્યગ્ જ્ઞાન છે; અને સુગતિ મળે છે દુરૂપયોગ કરવાથી કલંક લાગે છે, અને મુઆ પછી દુર્ગતિ મળે છે, આ સુગતિ લેવા સુગુરૂનો સંગ કરવો જોઇએ, સુગુરૂથી પરલોકનો બોધ થાય છે, સુ ગુરૂના પણ સુ ગુરૂ કેવળી ભગવાન દેવાધિ દેવ છે, તે જગતના ગુરૂ જગતના હિત ચિંતક જગતના તારક જગતને સુ રસ્તે ચડાવનાર જીવની ઓળખાણ કરાવનાર અધર્માને પણ ધર્મી બનાવનાર જ્યારે આપણી નજરે પડે ત્યારે આપણું અહોભાગ્ય જાણવું, તેમના દર્શનથી પૂજનથી બહુ માનથી આપણાં અનંત કાળનાં પાપો નાશ પામે છે, તેથી હૃદયમાં પ્રકાશ થાય છે, એટલે જ્ઞાન ઉપર જે પડદા કે આવરણ હતું તે ખસી ગયું, એમ પ્રત્યક્ષ જણાય છે, નિશાળમાં મહેતાજીનો સત્કાર કરી ભણીએ તો વિદ્યા બહુ આવડે, તેમ આ દેવાધિ દેવ જો સાક્ષાત્ ન હોય તો જિન મંદિરમાં જઇને તેમની મૂર્તિ આગળ નમન કરવું, તેમના ગુણો યાદ કરવા તેમની આજ્ઞા પાળવી, મન નિર્મળ કરવું, ઇંદ્રિયોનો દુરૂપયોગ અટકાવવો, એ બધાં જ્ઞાન વધવાનાં

સાધન છે, ધીરે ધીરે મોક્ષનું તત્વ સમજાય છે, સાચું કર્તવ્ય આત્મ રમણતાનું સમજાશે, આત્મા જાણ્યા પછી જીવન સફળ થાય છે, આત્માના ઓળખાણ વિના નિશ્ચય કર્યા વિના સંસારી ક્રિયા કે ધાર્મિક ક્રિયા મોક્ષ માટે નથી, તેથીજ જ્ઞાની ભગવંતો આત્મ રમણતામાં દૃઢ થવા આત્માને શોધે છે, સોહંનો જાપ કરે છે, આત્માને જન્મ નથી, આત્મા અરૂપી છે, આત્મા જ્ઞાન સ્વરૂપ છે આત્મા તેજ પરમાત્મા છે, આ આત્માને શોધ્યા વિના નિશ્ચય કર્યા વિના કરોડો વર્ષનું ચરિત્ર પાળે, મેરૂપર્વત જેટલા ઓઘા કરે છે તો પણ તેનો મોક્ષ નથી, તેથીજ દરેક ક્ષણે દરેક મનુષ્ય જે જ્ઞાન પદ આરાધે, તેને આ લક્ષ રાખવું કે હું આત્મા છું, આત્માને દીકરો બાપ મિત્ર શત્રુ ઘર કુટુંબ કંઈ નથી, ખાવું પીવું કુદવું નાચવું એ આત્માનો ધર્મ નથી, છતાં પણ આપણે બધી ચેષ્ટા કરીએ છીએ તે ચેષ્ટા જ્ઞાનપૂર્વક થાય તો લાભ દાયી છે, અને અજ્ઞાનતાથી થાય કે ઉપયોગ વિના થાય તો નુકશાનકારી છે, આપણે જ્ઞાનપૂર્વક જે ક્રિયા કરીએ તે લાભદાયી છતાં પણ તેમાં જીવોની વિરાધના થાય છે, તે જો કારણે નિર્વાહ માટે કરીએ તો અર્થ દંડ છે, પણ શિકાર કુવ્યસન હાંસી વેશ્યાગમન જુગાર વિગેરે જે કાર્યો લોકમાં નિંદનીય છે, તે કરવાથી અનર્થ દંડ છે, આ અર્થ દંડ ગૃહસ્થ કરે છતાં તે સુગુરૂ પાસે સાંજે સવારે અનર્થ દંડને અર્થ દંડને સમજીને જેનું બગાડયું હોય તેનો બદલો આપે, બદલો ન આપી શકાય તો માફી માગે, દેવાધિદેવ તે ૧ અરિહંત અને મોક્ષમાં ગયા તે ૨ સિદ્ધ તથા સામે સામે બેઠા તે ૩ ગુરૂ અને નિર્મળ જ્ઞાનવાળા ૪ દેવ દૂર બેઠે પણ જાણે, તથા પોતાનો આત્મા તે પાંચની સાક્ષીથી સ્ત્રીને સાધ્વી આગળ

અને પુરૂષ ને સાધુ આગળ પશ્ચાતાપ કરે, તે આવસ્યક કહેવાય છે, આ આપણું જ્ઞાન છે, તેને લોકમાં મતિ બુદ્ધિ સમજણ કહે છે, જૈનમાં પણ તેને મતિજ્ઞાન કહે છે, આ જ્ઞાન જેવું બીજું જ્ઞાન આપણને છે, તે પરસ્પર અપાય છે લેવાય છે, તે શ્રુતજ્ઞાન છે, મતિજ્ઞાન તે પાંચ ઇંદ્રિયો આત્મા સાથે ઉપયોગ કરે, ત્યારે વસ્તુ સ્વરૂપને જાણે છે, તેમ મન સાથે આત્મા મળે ત્યારે વિચાર થાય છે એ છ ભેદ થયા, તેમાં પ્રથમ બોધ ન સમજાય, તે અવગ્રહ છે, પણ વસ્તુ દેખીને તર્ક થાય તેઇહા છે, તેનો નિશ્ચય થાય તે અપાય છે, લાંબો કાળ ધારી રાખે તે ધારણા છે, તે પાંચ ઇંદ્રિયો અને મનના છ ભેદ સાથે છ વાર ચાર લઇએ તો ૬×૪=૨૪ થાય પણ પાંચ ઇંદ્રિયોમાં આંખ વસ્તુને દૂરથી દેખે છે, તેમ મનમાં વસ્તુને સ્પર્શ થતો નથી તેથી ફક્ત ચાર ઇંદ્રિયો કાન નાક જીભ અને સ્પર્શનો વ્યંજન અવગ્રહ જુદો લીધો છે, એટલે છ અવગ્રહપૂર્વે કહ્યા, તે અર્થાવગ્રહ છે અને આ વ્યંજન અવગ્રહ ચાર મેળવીએ તો ૨૮ ભેદ છે.

મતિ અઠાવિસ શ્રુત ચૌદ વીસ
અવધિ અસંખ્ય પ્રકારરે.
દોય ભેદે મનપર્યવ દાખ્યું, કેવળ એક ઉદારરે
પંચમી તપ તમે કરોરે પ્રાણી, જેમ પામો નિર્મળ જ્ઞાનરે

પંચમીનાસ્તવનમાં સમયસુંદર મહારાજ બહુ સારૂં કહે છે, તે નંદીસૂત્રમાં વર્ણન છે, તેમાંથી લીધું છે, આ નંદી સૂત્રનું ભાષાંતર ગુજરાતીમાં જોઇએ તેવું નથી, પણ આવસ્યક નિર્યુક્તિનું ભાષાંતર ૧લો ભાગ છપાયેલો છે તેમાં ખુબ સારી રીતે સમજાવ્યું છે ત્યાંથી

વાંચવું, (જે મોહનલાલજી જૈન શ્વે૦ જ્ઞાન ભંડાર સુરતમાં મળે છે) શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ ગણત્રીમાં લીધા છે અક્ષર સંજ્ઞી સમ્યગ્ વિગેરે ભેદો છે, તે અક્ષરજ્ઞાન તો નિશાળમાં બાળકો જાણે છે, તે લખાય તે લિપિ, અને બોલાય તે વ્યંજન છે, અને તેનાથી બોધ થાય તે લબ્ધિ અક્ષર છે, અક્ષરજ્ઞાન તેથી ઉલટું અનક્ષર છે, છીંક બગાસું કે પશુના અવાજો બરોબર લખાતા નથી, અથવા ચેષ્ટાઓથી સમજાવીએ તો અક્ષર ન હોવાથી અનક્ષર કહેવાય છે, બાકીના ભેદો તથા ૨૦ ભેદ પણ જુદી રીતે છે તે ગુરૂ પાસે કર્મગ્રંથથી જાણવા,

અવધિજ્ઞાન આપણને હમણાં નથી એટલે અનુભવ વિના ન સમજાય, છતાં શાસ્ત્રકાર ઉપર વિશ્વાસ રાખીએ તો સમજાય કે દેવો અવધિજ્ઞાને જાણીને દેખે દૂરથી પણ સહાયતા કરે છે, તે દૂરથી અદૃશ્ય છતાં જાણે, પણ આ અવધિજ્ઞાન દેવતાને કે નારકીના જીવને અવશ્ય થોડું ઘણું જન્મથી છેવટ સુધી રહે છે, પણ મનુષ્ય તથા પંચેદ્રી જીવોને માના પેટમાંથી જન્મેલાંને નિર્મળ ભાવનાથી અવધિજ્ઞાન કોકને થાય છે તીર્થંકર પ્રભુ જેવા પુણ્યાત્મા જીવોને જન્મથી પણ હોયછે તે અત્યારે ન હોવાથી અનુભવ વિના ન સમજાય, છતાં જેમ બત્તીનો પ્રકાશ અજવાળું કરે તેમ આત્માને તે ગુણપ્રકટ થતાં દીવા વિના અંધારામાં દેખાય, પડદામાં પેટીમાં કે ભીંતાના આંતરે કે હજારો લાખો ગાઉ દૂરથી દેખાય, જેમ હાલની કળાઓથી શરીરમાંનો ભાગ રેડીયમથી કે એકસરેઝેના કિરણોથી દેખાય તેમ સમજવું તેના છ ભેદ લીધા છે. પ્રતિપાતિ તે આવીને જતું રહે, અપ્રતિ પાતિ તે કાયમ રહે, વધતું તે હમેશાં વધ્યાં કરે, હીયમાન તે ઘટતું

જાય છે. પરિણામની ધારા બગડે તો ઘટે છે, શુકલ લેસ્યાના શુભ પરિણામ વધે તો વધે છે. ચાલતું અવધિજ્ઞાન તે જ્યાં જાય ત્યાં દેખાય, સ્થિર તે ઉપજે ત્યાં દેખાય, બીજે નહિ, આ અવધિજ્ઞાન ફક્ત રૂપી પદાર્થોને દેખે, પરમાણુ રૂપી છે, તેને દેખે, પણઆત્મા અરૂપી અસંખ્યાત પ્રદેશની સાંકળ જેવો છે તેને ન દેખે, પણ જો તે પરમાણુ દેખે, તો તેને તુર્ત કેવળ જ્ઞાન જ થાય, પછી આત્મા અરૂપી છે તેને પણ દેખે, આ કેવળ જ્ઞાની ભગવંતો ને કંઈ પણ અજાણ્યું નથી, લોક અલોક અજાણ્યું નથી. દેખવું અને જાણવું એ બન્ને કેવળીને પણ છે, તેથી અવધિજ્ઞાન અને અવધિદર્શન બન્ને છે, તેમ કેવળજ્ઞાન અને કેવળ દર્શન છે, આસિવાય મનપર્યવ જ્ઞાન ઉત્તમ અપ્રમાદી મુનિઓને અત્યંત શુભ ભાવનાથી કોકને થાય છે, એટલે મતિ ૨૮ શ્રુત ૧૪ અવધિ ૬ કેવળ એક એમ ૪૯ ભેદ થયા, મનપર્યવમાં સામાન્ય મન દ્વારા દેખાય તે ઋજુમતિ છે અને વિસ્તારથી કંઇક દેખે તો વિપુળમતિ મનપર્યવ છે. એટલે કુલ ૫૧ ભેદ થયા, દર્શન જુદું લીધું છે, આ પ્રથમનાં ત્રણ જ્ઞાન જો મોક્ષતત્વ માટે ઉપયોગ ન થાય, અને સંસારનો કદાગ્રહ વિશેષ રાખે તો તેને મતિ અજ્ઞાન શ્રુત અજ્ઞાન, અને વિભંગ જ્ઞાન કહે છે,

જ્ઞાનનો વિષય રમુજી છે, પણ તેમાં લોકોત્તર શબ્દો આવતા હોવાથી ઘણા જૈન ભાઇઓ પણ સમજતા નથી, વળી જ્ઞાન આરાધન કરનારે હમેશાં એક કલાક કથાઓમાં નહિ પણ જ્ઞાનના ભેદ સમજવામાં લેવો જોઇએ, બાર મહિનામાં બે દહાડા જ્ઞાન પદ આરાધવા ફક્ત માળા ગણી લે તો ન ચાલે, જ્ઞાન પંચમી જે કાર્તિક

સુદ પંચમી જ્ઞાન આરાધન માટે છે, તેથી પણ ન ચાલે, શાસ્ત્રકારે ભગવંતે બધી તિથિઓના ભેદ પાડ્યા છે તેમાં જ્ઞાન તિથિ ૨-૫-૧૧ છે એટલે મહિનામાં છ તિથિઓ અંધારી અજવાળીમાં જ્ઞાનનો અભ્યાસ ખાસ વધારવો જોઇએ પરભવમાં ત્રણ વસ્તુ સાથે આવે છે, પુણ્ય પાપ અને જ્ઞાન, પુણ્યથી સુખ મળે, પાપથી દુઃખ મળે, અને જ્ઞાનથી આત્માનું ઓળખાણ થાય, મરતાં સુધી પણ જ્ઞાન આરાધવું જોઇએ, પોતે સિદ્ધાંતનું જ્ઞાન મેળવવું, યાદ કરવું વિચારવું શંકા હોય તેનું સમાધાન કરવું આ પડતા કાળમાં આનંદ ધનજી મહારાજ કહે છે કે:

અભિનંદન જિનદર્શન તરશીએ દર્શન દુર્લભ દેવ
મત મત ભેદે રે જો જઇ પૂછીએ સૌ થાપે અહમેવ—અભિ.
સામાન્યે કરી દર્શન દોહેલું નિર્ણય સકલ વિશેષ
મદમાં ઘેર્યો રે અંધો કેમ કરે રવિશશી રૂપ વિલેખ—અભિ.
હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇએ અતિ દુર્ગમ નયવાદ
આગમ વાદે હો ગુરૂગમકો નહિ એ સબળો વિખવાદ—અભિ.
ઘાતી ડુંગર આડા અતિ ઘણા તુજ દર્શન જગનાથ
ધીઠાઇ કરી મારગ સંચરૂં સેગું કોઇ ન સાથ અભિ.
દર્શન દર્શન રટતો જો ફરૂં તો રણ રોઝ સમાન
જેને પિપાસા હો અમૃત પાનની કેમ ભાંગે વિખપાન—અભિ.
તરસ ન આવે હો મરણ જીવનતણો સીઝે જો દરીશન કાજ
દરશન દુલભ સુલભ કૃપા થકી આનંદ ઘન મહારાજ—અભિ.

આ વાચતાં ગમે તેવાનો અહંકાર ઉતરી જાય છે, કેવળી આગળ ચૌદપૂર્વીનું જ્ઞાન શું? અને ચૌદપૂર્વીના જ્ઞાન આગળ અગ્યાર અંગ

ભણેલાનું જ્ઞાન કઇ ગણતરીમાં ? આપણે મુંહને ગાંગડે ગાંધી થઇને સર્વજ્ઞનું બિરૂદ ધારી લઇએ, તો કોઇ પૂછનાર નથી પણ અંતરાત્મા તો જરૂર ડંખે કે આમિથ્યા ભિમાન છે, જો અંતરાત્મા સ્થિર થાય તો નીચલો શ્લોક જરૂર યાદ રહે.

માં પ્રપસ્યજ્ઞય લોકો, નમે ન શત્રુ નમે પ્રિયઃ

મામ પશ્યન્નય લોકો, નમે ન શત્રુ નમે પ્રિયઃ

મને સારી રીતે જાણનારા જે કેવળી ભગવંતો છે તે રાગદ્વેષ રહિત હોવાથી તે મારા શત્રુ મિત્રનથી, તેમ મને નહિ જોનારા કેવળ જ્ઞાન વિનાના જીવો જોયા વિના શત્રુ મિત્ર કેવી રીતે બને ? રાગદ્વેષ ઘટાડવા વૈર વિરોધ છોડવા આ શ્લોક ને ભવ્યાત્મા જીવ જ્ઞાનપદ આરાધતાં યાદ રાખે તો આ સંસારમાં ભાગ્યેજ કલેશ હોય ? પણ આ આત્માજ્ઞાન ઘણા પ્રયાસે આપણને થઇ શકે તેમ છે, મરણ જન્મ રોગ શોક વિગેરેમાં આત્મજ્ઞાનીને જરા પણ કલેશ ન થાય તેને તો પ્રત્યેક ક્ષણે સમાધિ હોય છે, અસમાધિ તે અજ્ઞાન છે, પુત્રનાં લગ્નમાં કે મરણમાં જન્મમાં કે બુઢાપામાં હર્ષ શોક નથી, અત્યંત કષ્ટમાં કે દેવલોક જેવાં સુખમાં શોક કે આનંદ નથી આવા આત્મજ્ઞાનીને ગૃહસ્થપણામાં પણ ઇંદ્રો નમે છે, જીવનમુકત ગણાતા મુનિઓ તો સદા પ્રશંસનીય છે, પણ ગૃહસ્થો જેઓ સંસારમાં સ્ત્રીના વિલાસ ભોગવ્યા છતાં ૬૦ હજાર વર્ષ લડાઈ કરનાર ૬૪ હજાર સ્ત્રીનો સ્વામી ભરત મહારાજા મનમાં વૈરાગી ગણાયા છે.

ભરતજી મનહીમેં વેરાગી, આસક્તય જુઓ, જો પાંચ જ્ઞાનમાં દઢતા રહે તો બહુ સારૂં નહિ તો મતિશ્રુત સમજવાં તે વધતાં એટલી નિર્મળતા સાધુ ભગવંતોને ચારિત્રમાં થાય છે, કે તે શ્રુત કેવળી

કહેવાય છે:—

લખે લખાવે સાચવેરે,
તેમ હાલ છાપે છપાવે પ્રેમથીજીરે.

ધર્મી ધરી અપ્રમાદરે ભવિકજન જ્ઞાનભણો સુખકાર; પ્રાચીન સૂત્રો ગ્રંથો ચારિત્રો રાસ કાવ્યો શોધીને જો છપાવે તો લાખો ગ્રંથ તૈયાર થાય તેટલું જૈન સાહિત્ય છે.

આગમોદ્ધાર સમિતિ, દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ, જૈન ધર્મ પ્રસારક સભા, આત્માનંદ સભા, ભીમસીમાણેક, હીરાલાલ હંસરાજ, મેઘજી હીરજી તથા મોહનલાલજી જૈન શ્વે. જ્ઞાન ભંડારના સૂત્ર ટીકાનાં ભાષાંતરો વિગેરે હાલ ઝપાટાબંધ અનેક પુસ્તકો છપાય છે. આગળ જૈન વિદ્યાશાળા અમદાવાદ સારૂં કામ કરતી, તથા છાપામાં જૈન વીરશાસનની અઠવાડીક છે તથા જૈન ધર્મપ્રકાશ, આત્માનંદ વિગેરે માસિકો છે.

વર્તમાન કાળમાં છિદ્રગવેષીદ્રષ્ટિ થવાથી વર્તમાનપત્રોમાં ચર્ચાતા લેખો આવવાથી રાગદ્વેષના કારણને લીધે ભવ્યાત્મા જ્ઞાનપદ આરાધકે એવાં પત્રોમાં ચિત્ત ન લગાડવું.

બીજાના દોષો જોનાર આરાધક થાય કે નહિ થાય, પણ પોતાના દોષો જોનાર અવશ્યે આરાધક છે, વીરપ્રભુના જ્ઞાનમાં શમસંવેગ નિર્વેદ અનુકંપા અને આસ્તિકતા જે સમ્યકત્વનાં અંગ છે તે અહીં ન ભૂલવાં.

જ્ઞાનનું ભુષણ ક્રોધનો અભાવ છે, મોક્ષાભિલાસ છે, સંસારના સુખ તે પણ દુઃખ કરી માને, સર્વ જીવોનું ભલું ચિંતવે, ધર્મ આરાધતાં કષ્ટ આવે તો પણ એક રોમમાં ધર્મ દેવગુરૂને

મુકવાની ઇચ્છા ન કરે, કાલે વિનયે બહુમાણે, અનિન્હવણે વંજણ અત્થતદુભએ એ ગાથા સમજવા પ્રયત્ન કરવો એ જ્ઞાનના આઠ આચાર પાળવા, સમય મળતાં ભણવા ચુકવું નહિ, વિનય બહુ માન કરવાં. ભણાવનારનો ઉપકાર ન ભૂલવો, તપ કરવો. સૂત્ર તે શુદ્ધ ઉચ્ચારણ કરવું, અર્થ સમજવો, અને બંને સમજીને બીજાને ભણાવવાં.



# (૮) ચારિત્ર પદ આરાધના.

સમ્યગ્દર્શન તે શ્રદ્ધા આત્મામાં થઇ અને જ્ઞાનવડે હૃદય કમળ વિકાશ પામ્યું એટલે નિર્મળ ભાવ થયો, ત્યાં આઠ કર્મનો સંચય તે ચય સમૂહ તેને રિક્ત તે ખાલી કરવાનો ભાવ જાગ્યો, તે ચારિત્ર છે, ચારિત્ર દ્રવ્યથી ઓઘો મુહપત્તિ લીધેલો સાધુ જાણવો, ચારિત્ર ભાવથી તે ક્રોધ, માન, માયા, લોભ અને પાંચ ઇંદ્રિયોના વિષયોને કબજે કરે. ત્રણગુપ્તિ પાળે. પાંચ મહાવ્રત પાળે એટલે સત્તર પ્રકારે સંયમ થયું, તે હૃદયમાં ખુબ ધારે વિચારે અનુભવે, અને આત્મામાં ઉપશમ રસ પ્રકટ કરે, તે તેની આંખો ઉપરથી જોવાય.

**ઉપશમ રસ વરસે રે પ્રભુ તારા નેનમાં.**

તેજ પ્રમાણે ભાષા સમિતિ યુક્ત વચન બોલે તેથી

**ઉપશમ રસ વરસેરે પ્રભુ તારા વેણમાં.**

આ સાધુ ભાવચારિત્રી હોય તે દ્રવ્યલિંગ તે ઓઘોમુહપત્તિ ધારણ કરે, તીર્થંકર કલ્પાતીત હોવાથી ઓઘો મુહપત્તિ ન રાખે, તો પણ સાધુ અવશ્ય રાખે, ચોર ચોરી લે વિગેરે કારણોથી કદાચ ઓઘો ન પણ હોય, અથવા શ્રેણિકના દૃષ્ટાન્તમાં દેવ બુદ્ધિથી કલંક લગા-

ડવા વેશ્યાને સાધુના સ્થાનમાં રાતના પુરીને સાધુ ઉપર કલંક ચડાવ્યું, ત્યાં શાસન દેવતાની સહાયતાથી કે ચારિત્રના પ્રભાવથી જૈનધર્મને કલંક ન ચડાવવા શ્રેણિકના ગુરૂનું રૂપ તે સાધુએ ધારણ કર્યું. આ દંતકથાથી કે સંપ્રદાય ગમ્ય હોવાથી ભવ્યાત્માને સૂચવ્યું કે લિંગ કોઇ કારણે ન હોય તો પણ તે સાધુ ગણાય, પણ તે સાધુએ તે કારણ દૂર થતાં તુર્ત ઓઘોમુહપત્તિ ધારણ કરવાં જોઇએ, એટલે ગુણે પણ સાધુ અને દેખાવે પણ સાધુ જોઇએ, કે બાળજીવોને ભ્રમ ન પડે,

ચારિત્રનાં આ બે ઉપકરણો જિન કલ્પી મુનિને પણ હોય છે, ઓઘો એટલે રજોહરણ જીવોની રક્ષા માટે અને અંધારામાં પોતાની પણ રક્ષા માટે પ્રત્યેકક્ષણે બેસતાં ઉઠતાં ઉભા રહેતાં તે ઓઘાવડે જગ્યા અને પોતાની કાયા પુંજવી. ઓઘો જયાં ન ફેરવાય ત્યાં મુહપત્તિ વડે પુંજવું, દૃષ્ટિથી દેખવું, તે પ્રતિ લેખન કે પડિલેહણા છે, અને ઓઘા મુહપત્તિથી પુંજવું તે પ્રમાર્જના છે, રાતના પાસું ફેરવતાં પણ બને ત્યાં સુધી આ ઉપયોગ કરવાથી સાધુપણું પળે છે, સ્વપરનું રક્ષણ થાય છે, ચોમાસામાં કે કારણ વિશેષે પાટ ઉપર સુવું પડે તો ઉઠતા પહેલાં કે બીજે પગ મૂકતા પહેલાં પ્રથમ નિદ્રા હોયતો નાક દબાવવું જોઇએ કે આંખ ઉઘડી જાય, પછી હું કયાં છું તે વિચારીને પગ મુકવો, ગૃહસ્થો પણ આ ધ્યાન રાખે તો જેમ ધૂતારાઓએ મારવાને માટે નીચે ખાડો રાખી ઉપર પલંગ મુકી નવાડ સડેલી રાખી બીછાના ઉપર કૃત્રિમ સ્ત્રીએ બેસવા પ્રાર્થના કરતાં સાધુની ઉપાસના કરતો શ્રાવક પલંગમાં પ્રથમજ સઘળું જોઇને બેસવા જતાં પાપીનું કપટ પકડાયું, અને તે શ્રાવકે જીવ બચાવ્યો, નીચેજ નહિ પણ ઉપર તથા બાજુએ પણ જોવું કે માથું ન ફુટે, ન ઉપરથી

કંઈ ઓચીંતું પડે ને પ્રાણ જાય, ધન્ય છે વીતરાગની વાણીને! કે ચારિત્ર એવું બતાવ્યું કે આ લોકમાં સુખ મળે કીર્તિ વધે અને પરલોકમાં સુગતિ મળે. આ ચારિત્ર પાળનારા સાધુ સાધ્વીની સેવા કે વેયાવચ્ચ યોગ્ય રીતે કરે તો શ્રાવક ને ચારિત્ર લીધા વિના પણ તેનું ફળ મળે છે, પણ ભાવની ધારા પડવી ન જોઈએ.

મહાવીર પ્રભુ સાધુ હતા, જીરણ શેઠ તેમની વેયાવચ્ચ માટે ભાવના ભાવતા, કે મહાવીર પ્રભુ મારે ત્યાં પારણું કરે, પ્રભુને એક રોમમાં પણ મમત્વ નથી, કે જીરણ શેઠ કે કોઈને ત્યાં પારણું કરવું, પણ જે સમયે ગોચરી નીકળાય ત્યાં જે મળે તે ગમે તેવા શ્રીમંત કે રંકના ત્યાંથી લેવું, એટલે પ્રભુએ પૂરણ શેઠને ત્યાં પારણું કર્યું, જો દેવ દુંદુંભીનો નાદ ન સાંભળે તો જીરણ શેઠને ફક્ત પ્રભુને પારણું કરાવવાની ભાવનામાંજ કેવળજ્ઞાન થાત.

**જીરણ શેઠજી ભાવના ભાવેરે, મહાવીર પ્રભુ ઘેરે આવે.**

છેવટે—

**એમ પરિણામની ધારે ચડંતાં, દેવ દુદુંભી નાદ**
**સુણંતાં શ્રાવકની સીમે ઠરંતાંરે.**

આ પદોથી એમ સમજવાનું છે કે સાધુએ પ્રમાદ વિના નિર્મળ ચારિત્ર પાળવા ઉપયોગ રાખવો, નીચલું વાક્ય યાદ રાખવું કે—

**ક્રિયા યે કર્મ, પરિણામે બંધ ઉપયોગે ધર્મ.**

ચારિત્રની કે સંસારની ક્રિયાઓ કરતાં પુણ્ય કે પાપની ભાવના પ્રમાણે કર્મનો પુદ્દગળ સમૂહ આવે, તે જેવી ચીકણી કે કોમળ ભાવના ભાવે, તેવા શુભા શુભ બંધ પડે, પણ તેમાં લક્ષ રહે કે હું જો પરનું રક્ષણ કરીશ તોજ મારૂં રક્ષણ થશે તે ખરો ધર્મ છે.

ઇચ્છે જેવું અવરનું તેવું આપણું થાય,
નહિ માનો તો કરી જુઓ, જેથી તુર્ત જણાય.

अयं मम परो वेति गणना लघुचेतसां ।
उदारचरितानांतु, वसुधैव कुटुंबकं ॥

આ મારો છે, આ પારકો છે, આવી ગણતરી તુચ્છ જીવોને હોય છે, પણ સર્વોત્કૃષ્ટ ચારિત્રવાળા તીર્થંકર કે પુણ્યાત્મા સાધુઓ કે જગદ્વત્સલ ભાવનાવાળા ગૃહસ્થોને તો આખું જગત્ કુટુંબ છે, અર્થાત્ પોતાનું છે.

આ જિનેશ્વરનું ચારિત્ર મેતાર્ય મુનિને પણ મળ્યું, અને હરિકેશી મુનિને મળ્યું અને મોક્ષના ભાગી થયા, જેમનાં ચરિત્ર જૈન સુત્રોમાં વિસ્તારથી વર્ણવ્યાં છે, આર્દ્રકુમાર જેવા અનાર્ય દેશમાં જન્મેલાને પણ ચારિત્ર ઉદયમાં આવી તે મોક્ષમાં ગયા, તેથીજ ઉંચ નીચ કે શ્રીમાન કે રંકનો ભેદ જૈન ધર્મમાં નથી એમ શાસ્ત્રકાર પોકારીને કહે છે.

કેવળી ભગવંતો તીર્થંકર કે સાધુ હોય, તે ઉપદેશ આપે, પણ કેવળજ્ઞાને જાણીને હિતકારક વચનજ બોલે, પણ તે સિવાયના આચાર્ય ઉપાધ્યાય કે સાધુઓ શાસ્ત્રોક્ત રીતિએ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ જોઇને બોલે છે, અને વર્તે છે. પૂર્વ કાળમાં કલ્પવૃક્ષ જેવા સાધુઓ ઉત્કૃષ્ટ ગુણવાળા હતા, વર્તમાન કાળમાં અમારા જેવા અધમાધમ તુચ્છ ચારિત્રવાળા કેરડાના ઝાડ જેવા છીએ, છતાં જો પૂર્વાચાર્યના જેવા ઉત્તમ ચારિત્રનો અહંકાર કરીએ તો હારી જવાય, તેમ ગુણવંતા ગૃહસ્થોએ પણ માતાપિતા મિત્ર કે પુત્ર માફક સાધુને ચારિત્રમાં સ્થિર કરવાથી જેમ અભયકુમારે ભિક્ષુક સાધુને સ્થિર કરવા ત્રણ

સોનાનાં પૂતળાં બનાવી આખા નગરમાં ફેરવી ભિક્ષુકે લીધેલી ત્રણ પ્રતિજ્ઞાઓ જાહેર કરી કે હાથે રાંધીને ખાવું નહિ, કાચું પાણી પીવું નહિ, સ્ત્રીસંગ કરવો નહિ, આ પ્રતિજ્ઞા કરનાર ધનને શું કરે ? તેથી કોઈએ ન લીધાં તે પૂતળાં તે ભિક્ષુક સાધુની મિલકત ગણીને તેના મૂલ્ય બરોબર દાન દઈ તેનું ભિક્ષુપણાનું કલંક દૂર કર્યું, આ દૃષ્ટાન્તથી ગૃહસ્થો ચારિત્ર નહિ લીધા છતાં ચારિત્રમાં અસ્થિર થયેલાંને સ્થિર કરવાથી ચારિત્ર પાળવા જેટલોજ લાભ લે છે, અને પુણ્યાત્મા સાધુઓ ચારિત્ર પાળીને આત્માનું કલ્યાણ કરે છે.

આ ચારિત્ર ક્ષાયિકભાવમાં કેવળી ભગવંતોને છે, ત્યાં બીલકુલ મલિનતા ન હોય, પણ બીજા ક્ષય ઉપશમવાળા ઉપયોગવંત સાધુને કે અજયણાથી વર્ત્તેલા સાધુને થોડાઘણા દોષ પડતા કાળમાં લાગવાનો સંભવ છે. માટે બે વખત પ્રતિક્રમણ અવશ્યે કરવું, પકખી ચોમાસી અને સંવછરી એમ કુલ પાંચ પડિકમણાં છે, તે ખુબ સમજવાં, એકેક સિદ્ધાંતનો શબ્દ રત્નોની ખાણ જાણવો, જેટલો આનંદ જ્ઞાનમાં આવશે તેટલું ઉત્કૃષ્ટું સુખ જાણવું, આચારાંગાદિ સૂત્રમાં એક વર્ષના પર્યાયવાળાને અનુત્તર વિમાનના દેવો જેટલું સુખ બતાવ્યું છે, છતાં તે મારા જેવાને ૨૭ મા વર્ષે પણ ન મળે તો મારૂં મલિન ચારિત્ર છે માટે નિર્મળ પાળવા મારે ખપ કરવો, કે તેથી પણ અધિક સુખ મળે, ચારિત્રના અનેક ભેદ છે, તેમાં પ્રથમના બે લઇએ.

સામાયિક ચારિત્ર તે શ્રાવકને પણ બે ઘડીનું હોય, પણ સાધુને હાલમાં પ્રથમ દીક્ષા લેતાં જે ઉચરાવે છે, તે જાવજીવનો પાઠ બોલે છે, છતાં;તે કાચી દિક્ષા છે, પ્રથમના તીર્થંકરના સાધુને જડતા વિશેષ હોવાથી લોકો ;ઓછું સમજી દોષ લગાડે, અને મહાવીર પ્રભુના 'અમે સાધુઓ' દોષો લગાડીને પાછા વક્ર હોવાથી તુર્ત કબુલ

ન કરીએ તે વક્ર જડવાના કારણે છ માસ સુધી પરીક્ષા લેઇ પછી છેદોપસ્થાપનીય તે વડી દીક્ષા આપવી, આ વડી દીક્ષા હાલ પન્યાસો આપે છે, આ પન્યાસોને સત્ય વિજય પન્યાસથી વડી દીક્ષા આપવાનું શરૂ થયું છે, તે હાલમાં એટલે સુધી અનિષ્ટ પરિણામ આવ્યું છે કે, કેટલાક અગીતાર્થ પોતે શાસ્ત્રની મર્યાદા ન જાણીને ફક્ત પન્યાસ પદની શોભાથીજ વડી દીક્ષા બીજાને સમજ્યા વિના આપીને હાલની સાધુ પદની અવનતિ કરી છે તેને માટે શાસ્ત્રકાર ભગવંતો શું કહે છે.

અગીયત્થસ્સ વયણેણ અમિઅંપિન ઘુંટએ,
જેણ તનો ભવે અમયં જે અગીયત્થ દેસિઅં. ॥૪૬॥
પરમત્થઓ ન તં અમયં વિસંહાલાહલં ખુ તં,
ન તેણ અજરામરો હુત્થા તક્ખણા નિહણંવએ ॥૪૭॥

અગીતાર્થના વચન વડે તે અમૃત જેવું મીઠું મીઠું બોલે પણ તે ન પીવું, અર્થાત્ અગીતાર્થનું મીઠું વચન પણ ન સાંભળવું, કારણ કે જે અગીતાર્થ ઉપદેશ આપે તે અમૃત નથી. અહિં તે મીઠું લાગે પણ પરમાર્થથી જોતાં તે અમૃત નથી, પણ હલાહલ વિષ છે, તે અગીતાર્થનું વચન સાંભળીને અજરામર એટલે મોક્ષપદમાં નહિ જાય, પણ તેજ ક્ષણે મૃત્યુ એટલે જન્મ મરણના ફેરામાં જશે, આ અજ્ઞાનતાથી તેઓ પોતે શસ્ત્ર પરિજ્ઞા નામનું આચારાંગનું પ્રથમ અધ્યયન ન જાણવાથી તે શિષ્યોને ક્યાંથી સમજાવે, અથવા દશવૈકાલિકનાં ચાર અધ્યયનોનો પરમાર્થ સમજ્યા વિના અજ્ઞાનતાથી વડી દિક્ષા લીધેલો દાયકાની હિંસા કરી દુર્ગતિમાં જાય ધર્મની હીલના કરાવે, તેના પાપનો

ભાગી તે વડી દીક્ષા આપનારો અજ્ઞાન પન્યાસ છે, આ બાબતમાં શ્રી. જૈન શ્વે. સંઘે પ્રથમ પરીક્ષા લેઇને જે પન્યાસ પદવી આપવાનું રાખે તોજ આ દુર્ગતિમાં જતા અટકાવવાનું બની શકે, નિશીથ સુત્ર તો સાધ્વીને પણ મોઢે કરાવવાનું છે, અને પન્યાસને તો વ્યવહાર બૃહત્કલ્પ અને નિશીથ ત્રણે મોઢે કરવાનાં છે, તે સિવાયનાં બીજાં બધાં સૂત્રો મોઢે કરવાનાં છે, હવે આચાર્ય પદ જ્યારે સંવેગી સાધુએ લેવા માંડયાં છે, અને ઉપાધ્યાય પદ લેવા માંડયાં છે, તો પન્યાસપદની હવે જરૂર નથી, પણ ઉપાધ્યાય ભગવંતો સુત્રો મોઢે કરી શિષ્યોને ચાર પોરસીમાં ગોખાવે એજ પ્રાર્થના છે, અને આચાર્ય ભગવંતો અર્થ પોરસીમાં બે વાર અર્થ આપે તો સારૂં કે કાશીના પંડિતોનો વ્યર્થ ખર્ચ બચે, અને આચાર્ય ઉપાધ્યાયનો વિનય બહુમાન કરી સાધુ ભગવંતો ચારિત્ર ધર્મ આરાધી મોક્ષ-ગામી થાય.

**અગીયત્થ કુસીલેહિં સંગં તિવિહેણ વજ્જેઇ,**
**મોકખ મગ્ગંસિમેવિગ્ઘે પહમ્મિ તેણુગે જહા.**

આચાર્ય ઉપાધ્યાય પ્રવર્ત્તક ગણિ સ્થવિર કે ગણાવચ્છેદક કે જે સાધુના નાયક થઇને સંઘાડો ચલાવતા હોય તેમને આ ગાથાનો પરમાર્થ જાણવો જોઇએ, અગીતાર્થ જે ઉત્સર્ગ અપવાદ બંને પ્રકારનાં સૂત્રનો પરમાર્થ ન જાણતા હોય તે અને કુશીલ તે નિર્મળ ચારિત્ર ન પાળતા હોય તેવાનો સંગ મન વચન અને કાયાથી વર્જવો જોઇએ, કારણ કે સામાન્ય સાધુ પણ મોક્ષમાં જવાની અભિલાષાએ સંસાર છોડી તેમનું શરણુ લે, તે અગીતાર્થ અને કુશીલીયા નેતા પદવીધારકો રસ્તામાં જેમ ચોરો લૂટે તેમ આ નેતાઓ મોક્ષમાર્ગમાં

વિઘ્ન કરવા રૂપ લુંટારા છે, વિશેષ જાણવાવાળે અગીયત્થ શબ્દ રા. અ. કો. ભાગ ૧ લો પા. ૧૬૨ માં જોવું.

ચારિત્ર પદ આરાધક કોઇના પણ દોષો ન જુએ, ગુણોજ જુએ, તેથી જો સુવિહિત ગીતાર્થ સાધુ વિગેરે ન મળે તો પણ હતાશ ન થતાં ચારિત્ર લેવા અને નિર્મળ પાળવા પ્રયત્ન કરવો, અને નિર્મળ ચારિત્ર પાળવા રાત દિવસ ખુબ સિદ્ધાંતનું પઠન પાઠન કરવું, હમણાં છાપાંનો શોખ વધવાથી તેમાં કંઇ અંશે લાભ જણાય તો પણ ખાસ કારણ વિના સિદ્ધાંત સુધામહોદધિમાંથી અમૃત રસનું પાન કરવું, ગાથાઓ ગોખી તેનો પરમાર્થ સમજી મોક્ષ આરાધવો, પરને તારવો તે તો પ્રભાવક પુરૂષોનું કામ છે, પણ આત્માને દુર્ગતિમાં જતો અટકાવવો એ તો આપણા બધાનું કામ છે.

**અપ્પાએવ દમેઅવ્વો અપ્પાખલુ દુદ્દમો.**
**અપ્પાદંતો સુહી હોઇ અસ્સિંલોએ પરત્થએ.**

આત્માજ દમન કરવો, ઠેકાણે લાવવો, પણ તે ઠેકાણે લાવવો ઘણો મુશ્કેલ છે, પણ જો આત્માને દમન કરે તો આલોક પરલોકમાં સુખી થાય છે. ઉત્તરાધ્યયન સુત્ર આખું મોઢે કરી જો રાતના પરમાર્થ ચિંતવે, અને દશવૈકાલિકનાં દશ અધ્યયન મોઢે કરીને રાતના જો વિચરે તો બધા સાધુઓના ઉપાશ્રયો દેવલોક થાય, કારણ કે સિદ્ધાંતના પઠન પાઠનમાં પરનિંદા નામનું સોળમું પાપ ટળે, પિઠી મંસં ન ખાએજ્જા આ વાકય એમ સુચવે છે કે પછવાડે કોઇની નિંદા ન કરવી, આ પાપ મારાથી બચતું નથી, ક્ષણભર પણ અવકાશ મળે તો સિદ્ધાંતનું પરમાર્થ તત્વ વિચારવું જોઇએ. ત્યાં ગટરની દુર્ગંધી જેવી પરનિંદા આવીને હાજર થાય છે, તે કરતાં રત્નાકર પચીસી

જો મોઢે હોય તો તેનો પરમાર્થ વિચારવો સારો છે. જેમણે પ્રાર્થ-નાય પ્રભુ આગળ બાળક બનીને આત્મનિંદા કરી છે, પણ આ આત્મનિંદા કે પરનિંદા ધીરે ધીરે છોડીને ઉચ્ચ ગુણસ્થાને ચડવા માટે મહાન પુરૂષ તે તીર્થંકર ગણધર પ્રભાવક આચાર્યના નિર્મળ ચારિત્રને કલ્પસૂત્ર કે ઉત્તરાધ્યયનમાંથી વાંચીને તેવા ગુણો આપણા આત્મામાં ઉત્પન્ન થાય તે ઉપર લક્ષ આપવું.

ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ

પુજાવાનું કારણ તો પોતાના ગુણો છે, તે ગુણ પ્રકટ થએલા ગુણિઓની પુજા કરતાં જાતિ કે ઉમર જોવાતી નથી, મેતાર્ય પુજાયા, હરિકેશી પુજાયા, આર્દ્રકુમાર પુજાયા, ભિક્ષુક સાધુ પુજાયો, તે બધું પોતાના ગુણો પ્રકટ કરવા માટે છે.

આંબો ફળો આવતાં નમે, તેમ ગુણો વધતાં લોકો પૂજે છતાં પણ અહંકારી ન બને, તુચ્છંક દરિદ્રી અભણ દુર્બોધ શિષ્યને પણ તેવા ગીતાર્થ ભગવંતો તિરસ્કાર ન કરે, તેને ખાતર વ્યવહાર સૂત્રમાં આચાર્યપદને જે યોગ્ય જણાય તેની પરીક્ષા કરવા ખાતર આચાર્યપદ આપનાર વૃદ્ધ આચાર્ય તેની પાસે બુઢો દીક્ષીત નવો બાળ દીક્ષિત તેની સ્પર્ધા કરનારો સાધુ કે અવિનીત સાધુ ભણવા મોકલે, તેમને સારી રીતે ભણાવી ઠેકાણે લાવે, તોજ તેને આચાર્યપદવી આપે, કે ભવિષ્યમાં સંઘાડો સાચવે. આ જિનેશ્વર દેવ તો ચારિત્ર માર્ગ આ લોક પરલોકમાં જૈન અજૈન પશુ પક્ષી કીડા મકોડા જળચર કે પાંચ સ્થાવર તે પૃથ્વીકાય અગ્નિપાણી વાયુ વનસ્પતિ સર્વેને અભય-દાન આપનાર મહા સુખદાતાર હોવાથી તેને મનવચન કાયાથી આરાધજો સમજજો, અને તેના પાળનારને ગોચરીપાણી વસ્ત્ર પાત્ર ઓંઘારો મકાન જ્ઞાનનાં સાધન પુસ્તક વિગેરે પુરાં પાડી જેમ બને

તેમ તે સાધુ વિગેરે નિરારંભી રહે, નિર્દોષ રહે, વીતરાગ દશામાં લીન રહે અને સમાધિમાં રહી મોક્ષપદ આરાધે તેવું દરેક ભવ્યાત્માએ કરવું.

આ ચારિત્રના ૭૦ ભેદ લેઇને વિવરણ કરેલું છે, તે ૭૦ ખમાસમણાં ૭૦ લોગસ્સનો કાઉસગ્ગ ૨૦ બાંધી માળા અને ચોખાનું આંબીલ કરવાનું છે. આ નવ દિવસોમાં બને તો અમારિપટહ વગડાવવો. જીવોને અભયદાન દેવા માટે આરંભના ધંધા ગૃહસ્થે ન કરવા, કડવું કઠોર કર્કશ વચન કોઇને ન કહેવું, પણ મૌન ધારીને કે માળાઓ ગણીને સમાધિમાં રહેવું, તે પણ ન બને તો શીયલ વ્રત પાળી તે ચારિત્રની અનુમોદના કરવી, આ શ્લોક વારંવાર સમજવો.

અર્હંતો ભગવંત ઇંદ્રમહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતાઃ
આચાર્યા જિનશાસનોન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકાઃ
શ્રી સિદ્ધાંત સુ પાઠકા મુનિવરા રત્નત્રયોદ્ધારકાઃ
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વન્તુ વો મંગલમ્.

## (૯) શ્રી તપપદ આરાધન.

સુલભ બોધિ ભવ્યાત્માને ત્રણ ગતિમાં દુર્લભ એવું મનુષ્ય જન્મમાં ચારિત્ર પદ પ્રાપ્ત થયા પછી પ્રથમ પોતાનાં ચાર ઘાતિ કર્મને બાળવા માટે ઉગ્ર તપ કરવો જોઇએ, અગ્નિના તાપ વિના લોઢું ગળતું નથી, કાટ બળતો નથી, તેથી જિનેશ્વર દેવે તપ બતાવ્યો છે, અગ્નિ રળમાત્રી ભર ઉનાળામાં બાવા લોકો બરે બપોરે તાપે છે, પરંતુ એ તાપ કરતાં લાકડા છાણામાં રહેલા જીવો બળી જાય છે, પાર્શ્વનાથ પ્રભુની બાલ્યાવસ્થામાં કમઠ તાપસ સાથેનો

સંવાદ દરેક જન જાણે છે, કે પ્રભુએ તે તાપસને કહ્યું કે જે તાપથી બીજા જીવોને દુઃખ થાય તેવો તાપ રૂપ તપ સર્વ જીવોને અભયદાન આપનારા મુનિને કરવો ન કલ્પે, પણ હઠી તાપસે ન માનવાથી તેના તાપનું લાકડું ચીરી બળતા સાપને કઢાવ્યો, તેથી બળતો સાપ બચી ગયો, અને નવકાર મંત્ર સંભળાવવાથી અંતકાળે સમાધિથી મરણ પામી તે ધરણેંદ્ર થયો, આ તાપસને દુઃખ ભોગવવા છતાં પરને તે તપ પીડાકારક હોવાથી તેને ન લાભ થયો, ન એટલું દુઃખ ભોગવવા છતાં મોક્ષ થયો, ઉલટું પાર્શ્વનાથ પ્રભુ દ્વેષ વધવાથી તેણે દેવલોકનું સુખ છોડીને પ્રભુ ઉપર વેર લેવા માટે તેણે ઉપસર્ગ કર્યો, આ દ્વેષ વધે, તેવો કોઇપણ તપ જૈન કે જૈનેતરે ન કરવો, પરંતુ પોતે એવો તપ કરવો કે બીજો કોઇ ન પીડાય, ફકત પોતાનું અશુભ કર્મ તોડવા પ્રયત્ન કરવા માત્ર તપ કરવો. જિનેશ્વરે કહેલો તપ બે પ્રકારનો છે–બાહ્ય એટલે લોકો જાણે, અને તેનાથી લાભ અલ્પ થાય, છતાં પણ તે ખાસ ઉપયોગી છે, તેના છ ભેદ છે. અનસન–તે ન ખાવું, ઉપવાસ કરવો, જૈનમાં જાણીતો છે, પણ આત્મબંધુમાં તેવો તપ નિર્જરા એકાદશીમાં કરે છે, મુસલમાનમાં રોઝાં કરે છે, કેદખાનામાં સત્યાગ્રહી તેવા ઉપવાસ કરી પ્રાણ તજે છે તેમાં લૌકિક લાભ થાય છે કે સરકાર બીજા કેદીનાં દુઃખ ઓછાં કરવા સગવડ આપે છે, વૈદ્ય લાંઘણ કરાવે છે, અજીર્ણમાં કે તાપમાં ઉપવાસ બહુ લાભદાયી છે, અમેરિકામાં તો ઉપવાસ ચિકિત્સા એટલે રોગ મટાડવાનો મોટો ઉપાય નીકળ્યો છે, અસાધ્ય રોગો પણ મટવા માંડયા છે, ઉપવાસ ન થાય તો ઉણોદરી એટલે ભૂખથી ઓછું ખાવું, વૃત્તિ સંક્ષેપ તે ગણતરીની વસ્તુ ખાવી, રસત્યાગ તે ઇંદ્રિયોને ઉન્મત્ત કરનાર વિકૃતિ ઘી, દૂધ, મિષ્ટાન્ન વિગેરે ઓછાં ખાવાં, કે

અમુક પ્રમાણમાં ત્યાગવાં, કાયકલેશ તે લોચ કરવો કે વિહાર કરવો, અથવા કાયાને જેથી દુઃખ ભોગવાય તેવું કરવું, આસન કરવાં, સંલીનતા એટલે અંગને હલાવ્યા વિના અમુક કાળ સ્થિર રહેવું, આ બધાં મોક્ષને માટે થાય, અર્થાત્ તપ કરીને આ લોકની આકાંક્ષા ન રાખવી, સુખની વાંછા ન કરવી, ન નિયાણું કરવું, પોતાની મેળે પુણ્ય પ્રકૃતિ બંધાય તો પણ નિસ્પૃહ રહેવું, તે છ ભેદ થયા, બીજા અભ્યંતર તપના પણ છ ભેદ છે, ૧ પ્રાયશ્ચિત, તે ચિત્તને શુદ્ધ કરવા દોષોને શોધીને ગુરૂ પાસે તપ વિગેરે કરવો, અને મનમાં નિર્મળતા રાખવી, ૨ વિનય, તે જ્ઞાની કે ગુણવંત કે વડેરાનો વિનય કરવો, (૩) વૈયાવચ્ચ તે સાધર્મીબંધુ સાધુ શ્રાવક કે માંદા અનુકંપા યોગ્યની સેવા કરી તેને સમાધિ પમાડવી, (૪) સ્વાધ્યાય સુત્ર સિદ્ધાંતનું પઠન પાઠન વાંચન વિચારણા તર્ક શંકા સમાધાન કરવું અને જૈન સિદ્ધાંતને પુષ્ટિ મળે તેવું કાંઇ પણ તત્વજ્ઞાન જાણવા ખપ કરવો, (૫) ધ્યાન—આર્ત્તરૌદ્ર ધ્યાન છોડીને ધર્મધ્યાનમાં સ્થિર થઇને શુક્લ ધ્યાન ધ્યાવું. આ ધ્યાનવાળાએ છ લેસ્યાનું સ્વરૂપ ચિંતવવું જેમ કે ફળ માટેજ ઝાડનું મુળ ઉખેડવું, ઝાડનું થડ કાપવું, ઝાડનું ડાળુ કાપવું, ઝાડની લુંબ તોડવી, લુંબનાં જોઇતાં ફળ તોડવાં, અને નીચે પડેલાં વીણી લેવાં. આ કૃષ્ણ લેશ્યા નીલ કાપોત તેજુ પદમ અને શુકલ લેશ્યા અનુક્રમે છે. ડાહ્યા માણસો જૈન અજૈન બંનેમાં આ મનના પરિણામની વાત જાણીતી છે, યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિ; જેવી ભાવના તેવી કાર્યની સિદ્ધિ થાય, (૬) કાયોત્સર્ગ તે કાયા વચન સ્થિર કરીને મનમાં સ્થિરતા કરીને નવકાર કે લોગસ્સ કે ગાથાઓ કે તપની કે જીવોના ભેદ ચિંતવી કેવળજ્ઞાન સુધી પ્રાપ્ત કરે છે, અઇમંતા કુમારને ૧૮ ૨૪ ૧૨૦ ભેદ ઇરિયાવહીના કાઉસગ્ગમાં ચિંતવતાં

કેવળ જ્ઞાન થયું છે, આ તપના ૫૦ ભેદ છે, તેથી ૫૦ ખમાસમણાં ૫૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ તથા ૨૦ માળા તપની ગણવી, ચોખાનું આંબીલ કરવું.

ભવ્યાત્મા જીવોને આત્માના કે પરના ગુણો જોઇને તેમાં દઢતા કરવી, એ આત્મહિત સાચું છે, કળિયુગમાં કલેશી જીવો નારદવેડા કરીને પરસ્પર વિરોધ કરાવવા જે પ્રયત્ન કરે છે, તેમાં આ આત્મા ન ગુંથાય તે ભવ્યાત્માએ આ તપ આરાધતાં ચિંતવવું, તપસ્યા કરનારને ક્રોધ થાય તો તેની નિંદા ન કરવી, પણ જે કારણે ક્રોધ થાય તે કારણો દૂર કરવાથી વિના તપે તપનો લાભ થાય છે, તેમ તપ કરનારે તપ કરવા પછી પારણામાં અનુકુળ ન મળે, કે આગલે દિવસે ન મળે તો ક્રોધ ન કરવો, તપ કરવાથી જે લાભ થાય, તેના કરતાં ક્રોધ કરવાથી વધારે નુકશાન થાય છે,

**ક્રોધે ક્રોડ પૂરવતણું સંયમ ફળ જાવે,**
**ક્રોધ સહિત તપ જે કરે, તેતો લેખે ન આવે.**

**કડવાં ફળ છે ક્રોધનાં.**

**સાધુ ઘણો તપીઓ હતો ધરતો મન વૈરાગ,**
**શિષ્યના ક્રોધ થકી થયો, ચંડ કોશીયો નાગ—કડવાં.**

આવી રીતે તપનું ફળ તથા ક્રોધનું નુકશાન જાણીને પોતાના ધરની શક્તિ, શરીરની શક્તિ, રૂતુની અનુકુળતા જોઇને તપ કરવામાં પાછા ન હઠવું. મુનિઓનો તપ સમતા કે ભણવામાં છે ગુરૂની માંદાની વેયાવચ્ચ કરનાર મહા તપસ્વી છે, બાહ્ય તપ કે અભ્યંતર તપનું સ્વરૂપ ચિંતવી તે આરાધવો, આ આરાધક જિનેશ્વરની આજ્ઞામાં છે, તે અલ્પ કાળમાં કેવળ જ્ઞાન પામી અનેક જીવોને તારીને મોક્ષમાં જાય છે.



# નવપદ ચૈત્યવંદન.

આઠ પ્રતિહારે કરી, ચાર અતિશય યુક્ત,
બાર ગુણે કરી શોભતા, પ્રણમો ભાવ સુયુક્ત.
આઠ કર્મને જે હણી, સિદ્ધ થયા ભગવંત,
તે ગુણ મનમાં ધારીને, ભજો સિદ્ધ ભગવંત.
આચારાંગાદિ સૂત્રના, અર્થ કહે જેમ જિન,
તે જગમાં પ્રકટ કરે, આચાર્ય ગુણ પ્રવીણ.
ઉપાધ્યાય સુત્ર ભણાવતા, આચારજ પદ યોગ્ય,
શિષ્ય નમે ગુણ સાગરૂ, સાધે શિવપદ જોગ.
સાધુ શુધ્ધ મને કરી, પાળે મહાવ્રત પંચ,
જ્ઞાન ક્રિયામાં લીન જે, હણવા કર્મનો સંચ.
પંચ પરમેષ્ટિ તે નમો, દર્શન જ્ઞાન સંયુત,
ચરણ તપ આરાધતા, નવ પદ નમો વિબુધ.
એક મને આરાધતાં, સકળ રિદ્ધિ ને સિદ્ધિ,
પામે પ્રેમે પ્રાણીયા આરાધો શુભ વિધિ.



# શ્રી નવપદ સ્તવન.

ભવિકા નવપદ નિત્ય આરાધો, ચેતનજી,
જેમ સિદ્ધિ પદ સાધોરે, ભવિકા નવપદ નિત્ય—૧
નરભવ આર્ય ક્ષેત્ર પંચેદ્રી, મહાપુણ્યે તું પામ્યો,
અરિહંતાદિ નવપદ આરાધી, કેમ મોક્ષ નહિ તેં વામ્યોરે,
ચેતન—ભવ.

શ્રીપાલ રાયનાં કષ્ટ નિવાર્યાં, દુઃખમાં કીધી સહાય.
જિનદેવ પોતે તેહ આરાધી, નવપદ મહિમા ગાયરે–ભવિકા.
મોહનો દ્રોહ નહિ જ્યાં લેશ, ધારી સાધુનો વેશ,
અંતર નિર્મળ કરીને એ તો કેવળી દે ઉપદેશરે–ભ.
પાંચ પ્રમાદ હણીને સાધો, નવ પદ નવ નિધાન,
આસો ચૈતરમાં પુનમ સુધી, કરજો વિધિ વિધાનરે–ભ.
દર્શન જ્ઞાન ચારિત્ર તપને, અરિહંત પંચ પરમેષ્ઠિ,
ગુણ ગુણીનો મેળ મેળાવી, કરજો શિવ સુખ વિષ્ટિરે–ભ.
ભાવ ભલો મન ધારીને તુંમ, આઠ કર્મને હણજો,
કાઉસગ્ગ આંબીલ ખમાસમણ, સાથે ગણણું શુભ ગણજોરે–ભ.
માણેક બાળક વિનવે જિનને શિવ સુખ મુજને દેજો.
સુરતમાં નવ પદ આરાધે તે મુજ હૃદયે રહેજોરે–ભ.



## શ્રી નવપદની થોય (સ્તુતિ)

અરિહંત બાર ગુણ કરી શોભતા, બોધ દઇ દુરિત દુઃખ રોકતા.
શ્રી જિન પદ આરાધી જિન થતા, જેનવપદ ગુણમાં છે નિત્ય
રતા.—૧
અરિહંતો અરિ હણવા ઉદ્યમી, સેવકો તે ગુણે રહયા છે નમી.
જેથી શુદ્ધ હૃદયતા રહી રમી, તેના ગુણ ગાઓ નિત્ય પ્રણમી.
સિદ્ધાંતે નવપદ ગુણ વિસ્તર્યા, ભવિભાવે હૃદયે જે ધર્યા.
આસો ચૈતરમાં આરાધી વર્યા, તે કેમ નહિ મોહો દધિ તર્યા.
શાસનદેવી છે જે ગુણવંતી, ચક્રેશ્વરી પાય રહી પ્રણમંતી,
સાનિધ્ય કરે જે જયવંતી, માણિક્ય કહે ગુણ સ્મરન્તી.

# આ વિવેચન છપાવવામાં મદદ

# કરનારનાં નામો.



૧૫) શા. પુનમચંદ હરજીવનના સ્મરણાર્થે તેમના બંધુ
માણેકચંદે સગરામપુરાથી આપ્યા.

૫) શા. રતનચંદ રાયચંદ મોતીચંદ

૫) શા. છગનલાલ ધનજીભાઇ

૭) શા. હીરાચંદ જીવણજી

૭) ભાઇ વછરાજ મગનલાલ તે ધાપુબાઇના સ્મરણાર્થે.

૩૯)

જેઓ પોતાના તરફથી આ પુસ્તક છપાવી વેચે તો
તેમને છુટ છે.



## શ્રી મોહનલાલજી જૈન-

### શ્વે. જ્ઞાનભંડાર-સુરતમાં મળતાં પુસ્તકો

| | |
|---|---|
| શ્રી નવપદ આરાધન ... | ૦—૪—૦ |
| શ્રી વ્યવહાર સૂત્ર સટીક .... | ૨૫—૦—૦ |
| આચારાંગ વિગેરે સટીક સૂત્રનાં ભાષાંતરો. ૯ ભાગોમાં | ૧૨—૦—૦ |
| જૈન દેરાસર તથા મૂર્તિના રક્ષણાર્થે હેન્ડબીલો | ૦—૪—૦ |
| જૈન આશ્રમની ઉન્નતિ માટે યોજનાઓ | ૦—૪—૦ |
| દશવૈકાલિક સૂત્ર પ્રથમ ભાગ બીજી આવૃત્તિ | ૧—૦—૦ |

